# મંગળ અને મેના (ભાગ ૨ જો)



સંપાદક અને પ્રકાશક—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
ત્રણ દરવાજા—અમદાવાદ.

# મંગળ અને મેના.

ભાગ ૨ જો.

સંપાદક અને પ્રકાશક,
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—બુકસેલર.
ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૧લી. સં. ૧૯૮૪. સને ૧૯૨૮. પ્રત ૪૦૦૦



અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કીંમત ૮ આના.

# સુવર્ણ-પ્રતિમા.

**અદ્ભુત રસથી ભરેલી સચિત્ર ડિટેકટીવ નવલકથા.**

એક બદમાશ મંડળથી ત્રાસેલો ધનવાન ગૃહસ્થ અનેક વર્ષો સુધી ગુપ્તવાસમાં રહી દિવસો ગાળે છે અને તેની ઘર માંહેની ગેરહાજરીમાં તેની જુવાન પુત્રી ઉપર તેનો વિશ્વાસુ નોકર જે વત્સલ ભાવ રાખે છે તેનું ચિત્ર આ નવલકથામાં સુંદર રીતે આલેખવામાં આવ્યું છે. એ સરલ પણ ચતુર બાળા જેનું નામ પ્રીતિ છે, તેને ઠગીને તેની પાસેથી સુવર્ણપ્રતિમા હાથ કરવાને અનેક કાવતરાં કરીને અને પ્રીતિ તથા તેના વિશ્વાસુ પાળકને હેરાન કરીને પોતાનો સ્વાર્થ સાધવા જે કાવતરાં બદમાશો કરે છે અને તે કાવતરાંમાં પ્રીતિને ન ફસાવા દેવાને એક વર્તમાનપત્રનો તંત્રી જે ચતુરાઈથી કામ લે છે તે ભલભલા ડિટેકટીવોને પણ દિગ્મૂઢ કરે છે. પણ સબૂર! એવા ચતુર તંત્રીને પણ બદમાશો ઠગે છે: ત્યારે વધારે હોશિયાર કોણ? વધારે ચાલાકી કોની? ચતુરાઈમાં કોણ ચઢે? સુવર્ણ પ્રતિમા બદમાશો હાથ કરી ગયા કે નહિ? ગુપ્ત વાસમાં રહેલો પિતા પાછળથી શું કરે છે? એ બધા ગુંચવણવાળા કોયડા ઉકેલવાને માટે આ નવલકથાના રસપ્રવાહમાં સ્નાન કર્યા વિના વાચકને ચાલે તેમ નથી.

સુવર્ણ પ્રતિમા ૩૦૦ પૃષ્ઠની દળદાર, સોનેરી પાકા પુંઠાંથી બાંધેલી, સુંદર ફોટો ચિત્રોવાળી નવલકથા છે, અને તેનું મૂલ્ય રૂ. ૨॥ છે.

મળવાનું સ્થળઃ—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા-અમદાવાદ.**

# મંગળ અને મેના.

## ભાગ ૨ જો.

### પ્રકરણ ૧ લું.

( સોરઠો. )

પર કાયામાં પ્રવેશ, કરવા મંત્ર ગઢવી શીખે;
મેનાનો આદેશ, મોહઘેલો મનમાં ધરે. ૧૮૪

રળીયો ગઢવી મેનાકુંવરી પાસેથી પરકાયા પ્રવેશનો મંત્ર ભારે ઉમંગથી શીખી રહ્યા છે. કુંવરીએ દીધેલી શીખામણ તેણે બરાબર ધ્યાનમાં રાખી લીધી છે કે મંત્ર શીખવામાં અને વાપરવામાં જરાએ ભૂલ થવા દેવી નહિ.

થોડી વારમાં તો ગઢવીને તે બેઉ મંત્રો આવડી ગયા અને બોલ્યોઃ "બસ કુંવરી સાહેબ, હવે હું જઉં છું, અને આવતી કાલે હું મંગળસિંહની કાયા કોઇ પણ રીતે ધારણ કરીને આજ વખતે તમારી પાસે અહીં આવીને હાજર થઇશ." એમ કહેતો કુંવરીના જવાબની રાહ પણ જોયા વિના ગઢવી ત્યાંથી નીકળી પડયો.

આ બાજુએ મંગળસિંહ કુંવરની શી સ્થિતિ થઇ તે હવે આપણે જોઈએ. કુંવરે શિવાનંદને જે બની હતી તે બધી વાત કહી.

તે સાંભળીને શિવાનંદે કુંવરને ઠપકો આપ્યો અને કહ્યું: " કુંવર ! તમારૂં મગજ ખસી ગયું છે કે શું ? મેનાકુંવરી બહુ ચતુર છે અને તેનું તમારી ઉપર પુરૂં હેત છે, તે વિના તે તમારી આટલી આટલી સ્તુતિ કરે નહિ. જયાને તમાચો માર્યો તેમાં કુંવરીનો હેતુ હતો કે ચોથે પહોરે હું માતાજીના મંદિરમાં મળીશ. વળી સ્વારી વખતે તેણે તમને જોઇને મ્હોં આડું કર્યું તે તમારી ઉપરનું તેનું હેત સખીઓથી છાનું રાખવા માટેજ કર્યું હતું. એ બધું સમજ્યા વિના ભરમાઇ જઇને તમે કુંવરીને કડવાં વેણ કહ્યાં અને તેને બેભાન છોડીને તમે બાયલાની પેઠે નાસી આવ્યા, એ બધું તમે બહુ ખોટું કર્યું છે. તમે આવું રતન હાથમાંથી ગુમાવ્યું તો તમારા જેવો જગતમાં મુરખ કોણ ?"

કુંવર આ બધો ઠપકો મુંગે મોઢે સાંભળી રહ્યો. તેને હવે પસ્તાવો થવા લાગ્યો કે ખરેખર કુંવરીની ચતુરાઇને સમજ્યા વિના મેં આ બધું ખોટુંજ કર્યું. આ પ્રમાણે જ્યારે તેને પોતાની ભૂલ સમજાઇ ત્યારે તેને કુંવરીનો વિયોગ બહુ સાલવા લાગ્યો અને મનમાં થવા લાગ્યું કે જો મને ફરીથી કુંવરી બોલાવે તો હું તેની પાસે જઉં અને તેને પરણવાની હા પાડું; પણ હવે કુંવરી પોતાને બોલાવશે એવું તેને લાગ્યું જ નહિ. તે તો પોતાના મનમાંજ મુંઝાવા લાગ્યો અને પસ્તાવો તેનું કાળજું કોતરી ખાવા લાગ્યો.

( દોહરો )

મનાવણાં માન્યાં નહિ ને વીતી ગયો દીન,
હવે પસ્તાયે શું વળે, સૌ ભાગ્ય તણે આધીન. ૧૮૫

સાંજ પડી ગઇ એટલે ગઢવી ધર્મશાળામાં આવી પહોંચ્યો. શિવાનંદે પૂછ્યું કે ગઢવી ક્યાં ફરી આવ્યા ? એટલે ગઢવીએ જવાબ

દીધો કે હું તો શહેરનાં ચોરાશીએ ચૌટાં ફરી આવ્યો છું તેથી થાકી ગયો છું.

બીજા દિવસના પ્રભાતમાં કુંવર ઉઠયો પણ તેને આખી રાત ઉંઘ આવી નહિ. હવે તો તેને મેનાનું રૂપ અને તેનું હેત બધુંએ સાંભરે છે, પણ કશો ઉપાય નથી. ગઢવીએ કહ્યું કે " કુંવર! એમ બેસી રહેવા કરતાં તો ચાલો આપણે ફરવા જઇએ, એટલે તમારૂં મન જરા આનંદમાં રહેશે." કુંવરને ફરવાનું, ખાવાનું કે કોઇની સાથે બોલવાનુંએ ગમતું નહોતું, પણ શિવાનંદે પણ તેને ફરવા જવાનો આગ્રહ કર્યો એટલે ગઢવી અને કુંવર ફરવા ચાલ્યા.

બેઉ જણ ગામની બહારના બાગ-બગીચા, વન-વગડા જોતા ચાલ્યા જાય છે, પણ કુંવરને કયાંય ચેન પડતું નથી. ગઢવી કાંઇ કાંઇ નવાઇની વાતો કહેતો જાય છે, પણ કુંવરનું મન તેમાં પરોવાતું નથી અને ખાલી હોંકારો ભણતો તે ચાલ્યો જાય છે. એટલામાં નગરથી દૂર એક વનમાં તેઓ જઇ ચડયા. વનમાં એક ઝાડની હેઠળ એક કાગડો મરી ગએલો બેઉના જોવામાં આવ્યો. ઝાડ ઉપર કાગડાનું મોટું ટોળું આમ તેમ ઉડી રહ્યું હતું અને કા-કા કરતું કાગારોળ મચાવતું હતું. ગઢવી બોલ્યો: "જુઓ કુંવર! આ કાગડા કાગારોળ મચાવે છે અને તમે કહો તો એક પલવારમાં હું તેમને શાન્ત બનાવી દઉં." કુંવર કહે કે " એમ તો હુંએ મરેલા કાગડાને સંતાડી દઉં તો કાગારોળ બંધ થઇ જાય, એમાં તું શું નવાઇની વાત કહે છે?" ગઢવી બોલ્યો: " ત્યારે એમ કરી જુઓ, એટલે ખબર પડે." કુંવરે મરેલા કાગડા ઉપર ધૂળ વાળીને તેને ઢાંકી દીધો. પણ કાગારોળ બંધ પડયો નહિ અને ઉલટા કાગડા વધારે જોરથી કા-કા કરવા લાગ્યા. બેઉ જણ કેટલીક વાર ત્યાં ઉભા રહ્યા, પણ કાગડાનું

ટોળું તો વધવા લાગ્યું. હવે ગઢવી બોલ્યોઃ " કુંવર, તમારી હીકમત કશા કામમાં આવી નહિ, પણ હવે મારો ચમત્કાર જુઓ! પણ તમારી સાથે મારી શરત એટલી કે તમે અહીં જે કાંઇ જુઓ તેથી ગભરાવું નહિ કે અહીંથી ખસવું નહિ." કુંવરે એ કબુલ કર્યું, એટલે ગઢવીએ પેલા કાગડાના મુડદાને ધૂળમાંથી બહાર કાઢયું અને તેના ઉપરની ધૂળ ખંખેરી નાંખી. પછી તેને નીચે મૂકીને તે તરફ જોઈ ગઢવી બોલ્યોઃ " **ह्रीं श्रीं क्लीं मनश्चिंतितम् प्रेत-प्रवेशम्** " એટલે તુરત ગઢવીનું શરીર ધડાક દેતું જમીન પર પડયું અને કાગડો પાંખો ફફડાવતો ઉઠીને ઝાડપર બેઠો! આ જોઇને કુંવર તો ચમકી ગયો! તે ઝાડ ઉપર જોવા લાગ્યો અને મરેલા કાગડાને જીવતો થઈ ઝાડ ઉપર બેઠેલો જોતાં કાગડા શાન્ત થવા લાગ્યા! થોડી વારમાં તો કાગડા પાછા વનમાં ચાલ્યા ગયા અને શાન્તિ ફેલાઇ ગઇ. હવે પેલો કાગડો કે જેના શરીરમાં ગઢવીના આત્માએ પ્રવેશ કર્યો હતો તે ઝાડ ઉપરથી નીચે આવીને કુંવરની સામે બેઠો અને બોલ્યોઃ " જુઓ મહારાજ! કાગારોળ બંધ પડી ગયો કે નહિ? હવે આપને કાંઈ શંકા હોય તો કહો, નહિ તો પાછો હું મારા અસલ દેહમાં પ્રવેશ કરૂં છું." કુંવરે તેમ કરવા હા કહી, એટલે કાગડો ગઢવીના મુડદા ભણી જોઇને મંત્ર ભણ્યોઃ " **ॐ ह्रीं श्रीं क्लीं त्यक्तस्वदेहं कुशालारोहं** " કે તુરત કાગડો પાછો મુડદું થઇને પડયો અને ગઢવી આળસ મરડીને બેઠો થયો! ગઢવીની આવી કરામત જોઇને કુંવર તો આભો બની ગયો! કુંવરે પૂછયુંઃ " ગઢવી! તું આવી વિદ્યા કયાંથી શીખ્યો?" ગઢવી બોલ્યોઃ " કુંવરજી! એ વિદ્યા મને મારા બાપે શીખવી છે; પણ આવા ચમત્કાર હું કોઇને બતાવતો નથી અને આવી મારી શક્તિની વાત

પણ હું કોઇને કહેતો નથી. અત્યારે આપ બહુ શોકમાં હતા તેથી તમારા જીવને ઘડીવાર આનંદ આપવા માટે મેં મારી હીકમત બતાવી. તમારે જો આ વિદ્યા શીખવી હોય તો હું તે આપને શીખવીશ."

કુંવરને આવી શક્તિ મેળવવાનું મન થયું. પાસે કરામત હોય તો કોઈ વાર કામ લાગે, એમ ધારીને કુંવરે એ પરકાયા પ્રવેશનો મંત્ર શીખવાની ઈચ્છા બતાવી. એટલે ગઢવીએ શબ્દે શબ્દે બોલીને બેઉ મંત્ર કુંવરને મોઢે કરાવ્યા. પછી ગઢવીએ કહ્યું કે "કુંવર, તમને બેઉ મંત્રો આવડી ગયા છે એટલે હવે તમારી પાસે એ વિદ્યા આવી ગઈ. જો તમારે વિદ્યા અજમાવવી હોય તો અજમાવી જુઓ." જેવી રીતે ગઢવીએ મંત્ર બોલીને કાગડાના શરીરમાં પ્રવેશ કર્યો હતો, તેવી રીતે પોતાની વિદ્યા અજમાવી જોવાનું કુંવરને મન થયું. પછી તેણે ગઢવીએ કહ્યા પ્રમાણે કાગડાના મુડદા તરફ બરાબર ધ્યાન ધરીને પરકાયા પ્રવેશનો મંત્ર ઉચ્ચાર્યો કે તુરત પાછો કાગડો સજીવન થઇને ઉડવા લાગ્યો અને કુંવર મુડદું બનીને જમીન ઉપર પડયો.

( સોરઠા )

પાન પટેલ પ્રધાન, એ ત્રણે પાકાં ભલાં,
પણ ચાકર ચાર ને નાર, એ ત્રણે કાચાં ભલાં. ૧૮૬
ઓછી અક્કલનો દાસ, સ્વારથી કપટ લક્ષણો,
કરશો ના વિશ્વાસ, હે સજ્જન સુલક્ષણા! ૧૮૭

ચાકર, ચાર (લીલું ઘાસ) અને નાર એ ત્રણ પાકાં નહિ પણ કાચાં સારાં, પણ ગઢવી તો પાકો અને લુચ્ચો હતો. ઓછી અક્કલનો સ્વાર્થી અને કપટી ચાકર હોય તો તેનો કદી વિશ્વાસ કરવો નહિ, પણ કુંવરે વિશ્વાસ કર્યો તો તેનું માઠું ફળ મળ્યું. જ્યાં

કુંવરનું શરીર જીવવિનાનું થઇને ભોંયે પડયું, ત્યાં તુરત ગઢવીએ તેની સામે જોઇને "ૐ ह्रीं श्रीं क्लीं मनश्चिंतितम् प्रेतप्रवेशम्" એ પ્રમાણે મંત્રનો જોરથી ઉચ્ચાર કર્યો, એટલે ગઢવીનો જીવ કુંવરના ખોળીયામાં પેસી ગયો અને ગઢવીનું શરીર મુડદું થઇને ભોંયે પડયું ! કાગડો બની ગએલો કુંવર તો એ જોઇજ રહ્યો અને કુંવર બની ગએલો ગઢવી એ કાગડા તરફ જોઇને તેની મશ્કરી કરતો ખડખડાટ હસવા લાગી ગયો.

વસમો પડયો વિશ્વાસ, રણ વગડામાં કારમો,
ધરતી નીચે ઉંચે આભ, નાખી નજર પ્હોંચે નહિ. ૧૮૭

## પ્રકરણ ૨ જું.

(સોરઠા)

સજ્જન સજ્જનનો સાથ, સુખ દુઃખમાં સારો કહ્યો,
દુરજન ભુંડી જાત, સ્વપને સાંપડશો નહિ. ૧૮૯
સજ્જન સજ્જન મિલંત, હૈયાં હુલસે હેતથી,
દુરિજન મળતાં ચિંત, ચિતડામાં ચોંપે ચઢે. ૧૯૦
ચંદનનો સંગાથ, ઓરસીયા સાથે થયો,
તો ઘસાય ચંદન કાઠ, પત્થર તો પત્થર રહ્યો. ૧૯૧
કાજળ કાળે રૂપ, અબીલ થકી જઇને મળ્યું,
ધોળું અબીલ સ્વરૂપ, કાજળ કાળું થઇ ગયું. ૧૯૨
દુરજન સજ્જન મેળાપ, સજ્જનને વસમો પડે,
દુરજન નુગરો સાપ, હોયે શું, ખોયે કશું. ૧૯૩

સજ્જન અને દુર્જનનો મેળાપ એવો છે કે તેથી સજ્જનને ખમવું પડે છે પણ દુર્જનને કશું ખમવું પડવું નથી. એવી રીતે રળીયા ગઢવી જેવા દુર્જનનો સંગ મંગળસિંહ કુંવરને થયો તો મંગળસિંહને માથે મોટી આફત આવી પડી, પણ ગઢવીને તો લાભ જ થયો, કારણકે તેને હવે રાજાનું ખોળીઉં મળી ગયું! કાગડો બનેલો રાજકુંવર હજી તો જોઇ જ રહ્યો છે અને કારમું આ શું બની ગયું તેનો વિચાર પણ હજી તે કરી શક્યો નથી, એવામાં તો ગઢવી કે જેને રાજકુંવરનું ખોળીઉં મળી ગયું હતું તે મૂઠીઓ વાળીને નાસવા લાગ્યો અને થોડીવારમાં તો ઝાડીમાં ક્યાંય ગુમ થઇ ગયો!

હવે રાજકુંવર કાગડાના દેહમાં બહુ જ પસ્તાવો કરવા લાગ્યો કે જો મેં આ ઠગારા ગઢવીની વિદ્યાથી લલચાઇને આવી અજમાયશ કરી નહોત તોજ સારૂં થાત. હવે એ ગઢવી પોતાને રાજકુંવર મનાવી લઇને મોજ કરશે અને પોતે જ ખરો રાજકુંવર હોવા છતાં પોતાની આવી દશા થઇ. રાજકુંવરી મેનાને પરણવાનું તો હજી દૂર જ રહ્યું છે એવામાં આ બીજી અણધારી આફત પોતાની ઉપર આવી પડી તેથી કુંવર મનમાં બહુ મુંઝાવા લાગ્યો અને રડવા લાગ્યો.

(રાગ વણઝારાનો)

રહ્યો હું નહિ રાજકુમાર, હે પ્રભુ પ્યારારે,
મળ્યો કાગ તણો અવતાર, શા હાલ મારારે. ૧૯૪
પંખીડામાં એ ભૂંડો કાગ, હે પ્રભુ પ્યારારે,
કાળો દેહ ને કડવો રાગ, શા હાલ મારારે. ૧૯૫

હવે ભમવું ડાળે ડાળ, હે પ્રભુ પ્યારારે,
ચાંપે નાસવું જોઈને જાળ, શા હાલ મારારે. ૧૯૬
મેના આવ્યો તો તારી પાસ, હે પ્રભુ પ્યારારે,
હવે થાય છે પશ્ચાતાપ, શા હાલ મારારે. ૧૯૭
વેઠયાં સંકટ અપરંપાર, હે પ્રભુ પ્યારારે,
મેં મુરખે કર્યો તુચ્છકાર, શા હાલ મારારે. ૧૯૮
કરી દુર્જનનો વિશ્વાસ, હે પ્રભુ પ્યારારે,
હવે પુરો થયો છું નિરાશ, શા હાલ મારારે. ૧૯૯
દેખું આજ ચોમેર અંધાર, હે પ્રભુ પ્યારારે,
મતિ ચાલે ન મારી લગાર, શા હાલ મારારે. ૨૦૦

આ પ્રમાણે કુંવર વિલાપ કરી રહ્યો છે, તેનો વિલાપ ઝાડવાં, પંખીડાં અને નદીઓનાં નીર સાંભળી રહ્યાં છે, પણ કોઈ આ વખતે તેનું દુઃખ દુર કરી શકે તેમ નથી. હજી તો મેનાનો તુચ્છકાર કરવાથી અંતરમાં ઉપજેલી પસ્તાવાની આગ બુઝાઈ નથી, ત્યાં ગઢવી ઉપર વિશ્વાસ રાખવાથી પસ્તાવાનો બીજો પ્રસંગ આવ્યો અને તેની મતિ બહુ જ મુંઝાવા લાગી. હવે કરવું શું? "કા કા" કરતાં વગડામાં રહેવું, એઠાં જુઠાં ખાવાં, પંખીડાં સાથે ભમવું, તે સિવાય બીજું કશું રહ્યું નહિ. આ પ્રમાણે વિચાર કરતો કાગડો ચોધાર આંસુએ રડી રહ્યો છે, એટલામાં તેણે ગઢવીની જીવ વિનાની કાયા ઉપર નજર કરી. તેના મનમાં થયું કે આ કાગડા જેવા પંખીની કાયા કરતાં આ કદરૂપા માનવીની કાયા સારી છે, તો પંખી મટીને માણસ થવું એ ઠીક. એ બેડોળ અને કુબડી કાયાનો વિચાર કરતાં તેને ચીતરી ચડવા લાગી પણ હવે બીજો કશો ઉપાય

રહ્યો જ નહોતો. વળી તેને વિચાર થવા લાગ્યો કે આ ગઢવીની કાયા ધારણ કરીને હું પાછો ધર્મશાળામાં જઇશ, ત્યારે એ લુચ્ચો ગઢવી રાજકુંવર બની બેઠેલો હશે અને મોજ માણી રહ્યો હશે. હું ત્યાં જઇશ અને મને કહેશે કે "ગઢવી ! મારા પગ ચાંપ" તો મારાથી તેને ના કહી શકાશે નહિ. કદાચ હું શિવાનંદને કહીશ કે હુંજ સાચો રાજકુંવર છું અને એ ગઢવી છે અને તેણે મારો વિશ્વાસઘાત કરીને કાયાની અદલાબદલી કરી છે, તો તે શિવાનંદ માનશે જ નહિ અને એમ કહેશે કે આ ગઢવી આજે ગાંડો થઇ ગયો છે માટે તેના હાથ પગ બાંધીને કોટડીમાં પૂરી રાખો ! તે વખતે રાજકુંવરની કાયામાં એ લુચ્ચો ગઢવી મારી મશ્કરી પણ કર્યા વિના રહેશે નહિ. હાય, હાય, બીજું બધું તો ઠીક, પણ એ લુચ્ચાના પગ મારે પોતાને દબાવવા પડશે તે મારાથી કેમ વેઠાશે ! એકવાર જે મારા પગ દાબતો તેના પગ શું મારે દાબવા ? બસ, એમ કરીને એ લુચ્ચાની ચાકરી કરવી તે કરતાં તો આ કાગડાની કાયા જ સારી છે.

આ પ્રમાણે મનના ઘોડાને દોડાવતો કાગડો ગઢવીની કાયા ભણી જોઈ રહ્યો છે, એટલામાં જે ઝાડની ઉપર તે બેઠો હતો તે ઝાડે કાગડાને શીખામણ આપવા માંડી:

( ચોપાઇ. )

અમે અભાગી તરૂ સરજીયાં, થીર થાવર અહીં ઊભાં રહ્યાં,
પંખી હોત તો ઉંચે ઉડંત, પશુ હોત તો ફરત ચરંત ૨૦૧
માનવ અમને સરજ્યાં નહિ, ને વિમાસીએ અહીં ઉભાં રહી,
લાખેણી માનવની કાય, સૌ જીવને દુર્લભ કહેવાય. ૨૦૨

**શીદને ખોટા સંકલ્પ સજે, માનવ દેહને શીદ તું તજે ?**
**કુબડી પણ માનવની કાય, મનધાર્યાં કદી સફળજ થાય. ૨૦૩**

ઝાડને આવી વાત બોલતું સાંભળીને કાગડો વિચારમાં પડી ગયો. તેને પણ લાગ્યું કે આ ઝાડ ખરી વાત કહે છે. પંખી કરતાં ગમે તેવી કુબડી ને ગંધાતી પણ માનવીની કાયા ખરેખર લાખેણી છે, માટે આ કાગડાના સ્વરૂપમાં રહેવા કરતાં ગઢવીનું ખોળીઉં ધારણ કરી લેવું એ વધારે સારૂં છે. રાજકુંવર બનેલો ગઢવી મારી પાસે પગ ચંપાવશે તો હું મન મારીને ચાંપી લઈશ, પણ એ રીતે પાછો દેશમાં જઇને બાપનું મ્હોં જોઇ શકીશ અને કદાચ ફરી મેનાને પણ મળી શકીશ, પણ જો કાગડો થઇશ તો તેવું કાંઇ બનશે નહિ ને વગડામાં કે ગામમાં ભટકવું જ પડશે. આમ વિચારીને કાગડાએ ગઢવીના ખોળીયા ભણી નજર કરીને મંત્ર જપ્યો કે તુરત કાગડાનો પ્રાણ નીકળી ગયો અને તે રઢી પડયો તથા ગઢવીનું ખોળીઉં સજીવન થઇને બેઠું થયું.

ગઢવીની કાયા ધારણ કરેલો રાજકુંવર પાછો નગર તરફ જવા લાગ્યો. માર્ગમાં તેનું કદરૂપું શરીર જોઇને લોકો હસતા. ગઢવી તો લોકોની મશ્કરીથી ટેવાઇ ગએલો હતો એટલે તેને કશું મનમાં લાગતું નહિ. પણ કુંવરને તેથી મનમાં દુઃખ થવા માંડયું. લોકો રસ્તે જતાં તેની કુબડી કાયાની મશ્કરી કરતાં જાય, તેમ કુંવરના મનમાં શૂળો ભોંકાવા જેવું દુઃખ થાય, પણ શું કરે ? ધીરે ધીરે તે ધર્મશાળા તરફ આવ્યો અને ધર્મશાળામાં પેસીને જેવો તે પોતાના ઉતારાના ઓરડા તરફ જવા લાગ્યો, તેવોજ ક્રોધાતુર થઇ ગએલો શિવાનંદ હાથમાં એક મોટી લાકડી લઇને તેની સામે આવ્યો અને લાકડી ઉગામીને બોલ્યોઃ " ખબરદાર ગઢવી, હવે જો ફરીથી અહીં

આવ્યો તો ! તારી મરજીમાં આવે ત્યાં જા, પણ હવે અહીં આવીશ નહિ !" ગઢવીના રૂપમાં કુંવર બોલ્યોઃ " પણ શિવાનંદ ! મારો વાંક શો ?" શિવાનંદે કહ્યું: "સાળા લુચ્ચા ! ઢગો કરીને પાછો નિર્દોષ થવાનો ઢોંગ કરે છે ? કુંવરને કુવામાં પાડી દેવા તેં તેમને ધક્કો માર્યો એ શું તારો નાનો સુનો વાંક છે ? એ તો સારૂં થયું કે કુંવર પડયા નહિ અને વળી તારા ઉપર તેમને દયા આવી એટલે તેમણે તને ઠાર કર્યો નહિ, નહિતો અત્યારે તો તું કયારનોએ નરકમાં પહોંચ્યો હોત ! બસ ચાલ્યો જા, જો ફરીથી આવ્યો તો આ લાકડીથીજ તારૂં માથું છુંદી નાંખીશ !" કુંવર તો રડવા જેવો થઇ ગયો. ગઢવીનું કપટ શિવાનંદને સમજાવે તોપણ શિવાનંદ તો એટલો બધો ગુસ્સે થઇ ગયો હતો કે તે કુંવરનું કહ્યું માને તેવુંજ નહોતું ! કુંવરનું મ્હોં ઓશિયાળું થઇ ગયું, તેની આંખોમાંથી દડ દડ આંસુ ખરી પડયાં. પણ શિવાનંદને દયા આવી નહિ. કુંવરે શિવાનંદને હાથ જોડીને કહ્યું: "ભલે કુંવરની એવી ઇચ્છા હોય તો હું જતો રહીશ, પરન્તુ મને એક વાર કુંવરને મળવા દો, તો તમારો પાડ માનીશ. કુંવર મારા માલીક કહેવાય; મને તેમની સાથે થોડી વાત કરવા દો, અને પછી જેમ કુંવર કહેશે તેમ હું કરીશ." પણ શિવાનંદે તો એ વાત માનીજ નહિ. તેણે કહ્યું કે " કુંવરે તો તારૂં કાળું મ્હોં ફરીથી નહિ જોવાની પ્રતિજ્ઞા લીધી છે એટલે તે તને મળવા કે તારી સાથે વાત કરવા ઇચ્છતાજ નથી; માટે જો જીવતા રહેવું હોય તો હવે વધારે ચાપલુસી કર્યા વિના અહીંથી રસ્તો માપી જા !" કુંવરે રડતાં રડતાં કહ્યું: "પણ શિવાનંદ ! મારા પર દયા કરો. તમે એટલું તો વિચારો કે આ પરદેશમાં મને આમ ને આમ કાઢી મુકો છો તો હું રહીશ કયાં અને ખાઇશ શું ?" શિવાનંદે જરા પણ દયા નહિ રાખતાં કહ્યું કે

"જો જીવવું હોય તો શહેરમાં ભીખ માગીને ખા અને જો મરવું હોય તો ગામમાં ઘણાએ કુવા છે, તેમાં પડીને મરી જા, પણ હું તને હવે અહીં તો રહેવા દેવાનોજ નથી." એમ કહી શિવાનંદે હાથમાંની લાકડી ઉગામી એટલે કુંવર મારની બ્હીકથી એકદમ ધર્મશાળાનાં બારણાં બહાર નીકળી ગયો અને પાછળ શિવાનંદે બારણાં બંધ કરી દીધાં. ધ્રુસ્કે ને ધ્રુસ્કે રડતો કુંવર ગઢવીની કાવામાં ત્યાંથી ચાલી નીકળ્યો.

## પ્રકરણ ૩ જું.

( ચોપાઈ. )

ઉંચો આભ ને નીચી ભોમ, કુંવર કંપે રોમે-રોમ,
સુવું વસવું કેણે ઠામ, ખાવું શું હૈયે નહિ હામ. ૨૦૪
પળ પહેલાંનો રાજકુમાર, થયો ભિખારીનો અવતાર,
આંખે આંસુ વહે ચોધાર, પૂછે ન કો શો દુખનો ભાર. ૨૦૫
ગંધાતી ને કુબડી દેહ, હડ હડ થાય જ્યાં ઉભો રેહ,
ભટકે ચૌટે ને શેરીએ, ભુખ અને દુખને હરીયે. ૨૦૬

ભૂખ અને દુખથી રીબાતો કુંવર કોઇ પણ જાતના આશરા વિના ગામમાં ભટકયા કરે છે. કોઇની દુકાનને ઓટલે થાક ખાવા બેસે તો તેને કોઇ બેસવા દેતું નથી, ત્યાં તેનો સુખ દુઃખનો ભાર તો પૂછેજ કોણ? એમ કરતાં મધ્યાન્હ થઇ ગયો. લોકો તેની કુબડી કાયા ઘડીભર જોઇ રહે છે અને હસે છે, પણ કુંવરનું ચિત્ત તો પેટમાં પડેલા ખાડામાં પરોવાઇ રહેલું છે. ભીખ કોઈ વાર માગી નથી

અને ભીખ તેને માગતાં આવડતી પણ નથી. એ પ્રમાણે ભટકતો ભટકતો તે મેનાકુંવરીના મહેલ પાસે આવી પહોંચ્યો, અને મેનાને તેણે તેની સાહેલીઓ સાથે બગીચામાં ફરતી જોઇ. તે વખતે તે ભુખનું દુઃખ વિસરી ગયો અને મેના તરફ જોતો દૂરજ ઉભો રહ્યો. તેના સ્વરૂપની મમતા દિલમાં જાગી, પણ અભાગીયો રાજકુંવર! જ્યારે મેના તેને પાલવ પાથરતી હતી, ત્યારે તેણે તેને તુછકારી કાઢી અને હવે તે તેની સામે પણ શાનું જુએ? બગીચામાં પેસવાના દરવાજાથી ઘણે દૂર તે ઉભો ઉભો કુંવરીને જોતો હતો, એટલામાં દરવાને બૂમ મારી; "અલ્યા અપશુકનીયા! ત્યાં કેમ ઊભો છે?" દરવાનની એવી બૂમ સાંભળીને કુંવરીએ દરવાજા ભણી નજર કરી તો ગઢવીને જોયો, પણ તેને ખબર નહોતી કે તે ગઢવી છે કે ગઢવીના ખોળીયામાં રાજકુંવર છે. તેણે દરવાનને હુકમ કર્યો કે-એ બિચારા કુબડાને ધમકાવીશ નહિ, તે ગરીબ છે, માટે તેને અંદર બોલાવ. દરવાને કહ્યું કે-કુંવરી સાહેબ, એવા અભાગીયાનું મ્હોં જોવું પણ કોઇને ગમે નહિ, તો તેને અંદર શામાટે બોલાવો છો? પણ કુંવરીએ કહ્યું કે-એવા ગરીબ માણસને સુખદુખની વાત પુછીએ તો પ્રભુ પ્રસન્ન થાય, માટે એને ધમકાવ્યા વિના તું તારે બોલાવી લાવ.

દરવાન કુંવરને (ગઢવીના રૂપમાં) બોલાવવા તેની તરફ જવા લાગ્યો, એટલે તો કુંવર બીનો કે એ દરવાન પોતાને પકડવા આવે છે! આથી તે મૂઠીઓ વાળીને નાસવા લાગ્યો અને દરવાન તેને પકડવા તેની પાછળ દોડવા લાગ્યો. "ઉભો રહે; ઉભો રહે" એમ દરવાન બૂમ પાડે છે પણ તેમ તો કુંવર વધારે જોરથી દોડે છે. પણ ભૂખથી કુંવરનું કૌવત હરાઇ ગયું છે, એટલે થોડી વારમાંજ થાકી ગયો અને દર-

વાને તેને પકડી પાડીને કહ્યું: અલ્યા અભાગિયા, કુંવરી સાહેબ તને બોલાવે છે અને તું નાસી જાય છે શાને? કુંવરે ધાર્યું કે હવે પોતાનું આવી બન્યું. આવા કુબડા માણસને કુંવરી શા માટે બોલાવે? કાંતો પોતાને દુઃખ દેશે અને કાંતો મશ્કરી કરી સતાવશે. તે આવવાની આનાકાની કરવા લાગ્યો, પણ દરવાનને કુંવરીએ હુકમ કર્યો હતો એટલે તેને તેડી ગયા વિના તેનો છૂટકોજ નહોતો. છેવટે તેનું બાવડું પકડીને દરવાન તેને કુંવરીની પાસે ખેંચી ગયો. કુંવરીએ તેની તરફ જોઇને હાસ્ય કર્યું એટલે તો કુંવર ગભરાઇને નીચું જોવા લાગ્યો અને તેને લાગ્યું કે કુંવરીએ પોતાની કુબડી કાયાની મશ્કરી કરવા માંડી. કુંવરી પણ સમજી ગઇ કે એ ગઢવી નથી, નહિતો તેની આંખમા પોતાની આગલી ઓળખાણ છુપી રહે નહિ. તેના સમજવામાં એ પણ આવી ગયું કે ગઢવીએ પોતાની કાયા રાજકુંવરને આપી દીધી હોવી જોઇએ અને ગઢવીની કાયામાં મંગળસિંહ રાજકુંવર હોવો જોઇએ. હવે કુંવરીએ તેને મમતાથી કહેવા માંડયું. “અલ્યા કુબડા! તું ગભરાઇશ નહિ. હું તને કશું દુઃખ નહિ દઉં. બોલ તું અહીં કેમ ભટકતો હતો?” કુંવરે જવાબ આપ્યો: “કુંવરીસાહેબ! હું તો આ બગીચો જોવા ઉભો હતો. હું ભૂખ્યો છું તો ખરો, ભૂખે મને અંધારાં આવે છે, પણ હું ચોરી કરૂં એવો માણસ નથી, માટે મારા પર કૃપા કરીને મને છોડી દો.” હવે કુંવરની ખાત્રી થઇ કે એ રાજકુંવર છે. તેણે તેને ધીરજ આપીને કહ્યું કે તું ગભરાઇશ નહિ. ચાલ મારી સાથે, હું તને ખાવા આપું.”

આ જોઇને કુંવરીની સાહેલીઓને અચરજ થયું કે આવા કુબડા માણસને વળી કુંવરી જમવા લઇ જાય છે! પણ કુંવરીની ઇચ્છા સામે કોઇથી કશું બોલાયું નહિ. આગળ કુંવરી, પાછળ

કુબડો કુંવર અને પાછળ કુંવરીની સાહેલીઓ, એ મુજબ બધ રાજમહેલમાં ગયાં. મહેલના એક સુંદર ઓરડામાં કુંવરીએ કુંવરને પાટલા ઉપર બેસાડયો અને સાહેલીઓને આજ્ઞા કરી કે એ કુબડાને બત્રીસે ભાતની રસોઇ પીરસો. કુંવરીની આવી દયા જોઇને કુંવર આભો બની ગયો અને સાહેલીઓ તો કુબડા ઉપર ગુસ્સો કરતી મનમાં બોલવા લાગી કે મૂઓ આ કુબડો, અત્યારે પીટયો કયાંથીએ આવ્યો, કે એને અમારે બત્રીસે ભાતનાં ભોજન પીરસવાં! જાણે કોઇ મોટો રાજકુંવર નહોય? કુંવરી ઉપર પણ તેમને ચીડ ચઢી પણ તેમનાથી કશું બોલી શકાય તેમ નહોતું. એક સાહેલીએ કુબડા સામે મોટો બાજઠ ઢાળ્યો અને બીજી સાહેલીએ બત્રીસે ભાતનાં ભોજનનો થાળ લાવી બાજઠ ઉપર મૂકયો.

( સોરઠો )

બત્રીસ ભોજન થાળ, પીરસે તું તો કુંવરી,
પણ એ તો આળપંપાળ, પ્રેમ તણા પરચા નહીં. ૨૦૭

કુંવરે મનમાં વિચાર્યું કે મેનાકુંવરીએ બત્રીસ ભાતનાં ભોજનનો થાળ તો પીરસ્યો, પણ એ તો આળપંપાળ જેવો છે, કારણ કે એ કાંઇ પ્રેમને લીધે પીરસ્યો નથી. પોતે રસ્તાનો જનાર કોઇ કુબડો ને ભૂખ્યો ભિખારી છે એમ સમજીને કેવળ દયાથી જ કુંવરીએ થાળ પીરસ્યો હતો એમ કુંવર સમજતો હતો.

સાહેલીઓને તો એ કુબડાનું મ્હોં જોવું પણ ગમતું નહોતું, એટલે થાળ પીરસીને તેઓ ત્યાંથી ખસી ગઇ અને ઓરડામાં કુબડો અને કુંવરી એ બે જણાંજ માત્ર રહ્યાં. થાળની ઉપર નજર કરતાં જ કુંવરની આંખોમાંથી દડ દડ કરતાં આંસુ વહી નીકળ્યાં.

કુંવરી બોલી કે " અલ્યા, આવું ભોજન તેં કોઇ વાર નહિ ખાધુ હોય, તું ભૂખ્યો છે તો હવે ખાવા માંડ, પણ તેને બદલે તું રડે છે શાનો ?" ઓરડામાં બીજા કોઇને નહિ જોતાં કુંવર બોલ્યોઃ

કુંવરી ચતુર સુજાણ, ભોજનીયાં હું શું જમું ?
દયા કેરાં દાન, કો દી મેં લીધાં નથી ! ૨૦૮

કુંવરી બોલીઃ આ તો નવાઇની વાત! તું ભિખારી માણસ અને તેં કોઇ દિવસ દયાનું દાન લીધું નથી, તે શું ! શું તું કોઇ મોટો શેઠીયો છે કે ક્યાંયનો રાજા છે ?

કુંવર બોલ્યોઃ

ઝૂલે પાંચ પચાસ, હાથી મારે આંગણે,
અભાગીયો હું આજ, ભટકું છું પરદેશમાં. ૨૦૯

કુંવરી બોલીઃ અલ્યા, તું તો ભિખારી જ નહિ પણ ઘેલો એ લાગે છે! તું તો કોઇ રાજા બની જાય છે! ઠીક–ઠીક, કહે તો ખરો, તું ક્યા દેશનો રાજા છે !

કુંવર બોલ્યોઃ

ભૂલ્યાં કુંવરી લેહ, માતાના મંદિર તણો,
આજ થયો છું દેહ, પરાઇ કાયામાં હું તો. ૨૧૦
અભાગીયો કુમાર, તમને તજીને ચાલીયો,
મળીયો આ અવતાર, પસ્તાવાનો પાર નહિ ! ૨૧૧

કુંવરી મનમાં સમજી ગઇ કે કુંવરને હવે પસ્તાવો થતો લાગે છે. કુંવરી તો કશું બોલ્યા વિના તેની સામે જોઈજ રહી. કુંવરના મનમાં થયું કે હજી કુંવરીને પોતા ઉપર વિશ્વાસ આવતો નથી. કે

બોલ્યો: "હે મેના કુંવરી! તમને હજી મારા પર વિશ્વાસ આવતો નથી. પણ તમે માતાજીના મંદિરમાંની બધી વાત યાદ કરો. તમે મારા માટે ત્યાં ભોજન લાવ્યાં હતાં, તે મેં ખાધું નહિ અને તમારો તુચ્છકાર કર્યો. તમે મારી સાથે દગો રમો છો એવું ભૂત તે વખતે મારા મનમાં ભરાયું હતું, પણ હું હવે પસ્તાઉં છું અને તમારો મારા પર સાચો પ્રેમ છે એવી મારી ખાત્રી થઇ છે. હું પોતેજ મંગળ-સિંહ કુંવર છું. એક વખત તમારૂં પ્રેમનું ભોજન જમવા હું તૈયાર થયો નહોતો, તે આજે તમારા દયાના ભોજનના થાળ ઉપર આવીને બેઠો છું."

કુંવરી બોલી: "ખરેખર તું રાજકુંવર તો છે, પણ તારી આવી દશા શાથી થઇ?" પછી કુંવરે બધી વાત માંડીને કહી. પોતાનાજ ચાકર ગઢવીએ મંત્રથી કેવી રીતે પોતાને ફસાવ્યો અને પોતાની રાજકુંવરની કાયા હરી લીધી તે બધી વાત કહી. અત્યારે પેલો ગઢવી રાજકુંવર બની બેઠો છે અને પોતાને તેણે ભૂખ્યોતરસ્યો હાંકી કાઢયો છે એ બધી વાત તેણે કહી, એટલે કુંવરીને તેની દયા આવી. કુંવરીએ કહ્યું: "કુંવર, હવે તમને તમારી ભૂલ સમજાઇ હોય અને મારા પ્રેમનું પારખું પડયું હોય તેમ લાગે છે. પણ આ તમારી કુબડી કાયા મને કેમ ગમે? મને તમારા દીલ ઉપર પ્રેમ છે, પણ આવી કાયા તમને પોતાને ગમતી નથી, તો મને કેવી રીતે ગમે?" કુંવર બોલ્યો: "ખરી વાત છે. આ કાયા એવી છે કે તમે મને પરણવાની હા કહો તો પણ હું તમને ના કહું. તમારા પ્રેમાળ દિલને આવી કાયાથી તો દુખ થાય એ હું સમજું છું. મારો અવતાર એળે ગયો, પણ તમારા અવતારને એળે ગુમાવવાની હું ના કહું છું." કુંવરી બોલી: "પણ જો તમને તમારી કાયા

પાછી મળે એવી હું યુક્તિ કરૂં તો ?" કુંવર આ સાંભળીને રાજી રાજી થઇ ગયો અને બોલ્યોઃ "અહાહા! મેનાકુંવરી! જો તમે એવી યુક્તિ કરો તો હું જન્મોજન્મનો તમારો દાસ થઇને રહું, અને તમે કહો તેમજ કરૂં."

આ સાંભળીને કુંવરીએ દિલ ખોલીને વાત કહીઃ "હે રાજકુંવર! હવે મારી વાત સાંભળો! તમને આ કાયા મળી તે પણ મારીજ યુક્તિ છે, અને તમને ફરીથી તમારી કાયા પણ મારી યુક્તિથીજ મળશે! તમારો મારાપર પ્રેમ છે, તમે મારા પ્રેમને તુચ્છકાર્યો હતો તેથી હું નિરાશ થઇ ગઇ હતી, બીજા કોઇને પરણવાની મારી ઇચ્છાજ થતી નહોતી, તેથી તમને આટલું દુઃખ મેંજ આપ્યું છે, તો મને માફ કરો! હવે તમને સુખી પણ હું જ કરીશ."

રાજકુંવર આ સાંભળીને આનંદથી ઘેલા જેવો બની ગયો અને બોલ્યોઃ "શું ખરેખર, મારો પ્રેમ જીતી લેવા માટે તમેજ આવી યુક્તિ કરી? જો કે મને તેથી દુઃખ પડયું, તોપણ તમારા પ્રેમનાં તો હું વખાણજ કરૂં છું. કુંવરી! તમે એક વાર મને મારી કાયા પાછી મેળવી આપો, એટલે પછી હું તમારોજ છું."

"મારા માથાના મુકુટ! એ માટેની ચિંતા તમે હવે છોડી દો. જે યુક્તિથી મેં તમને દુખ આપ્યું, તેજ યુક્તિથી હું તમને ફરીથી સુખી કરીશ. હવે તમે આ ભોજન આરોગો. હવે એ દયાનું દાન નથી, પણ પ્રેમનું દાન છે."

દયા કેરાં દાન, પ્રેમદાનમાં પલટી ગયાં,
દિલડાંનાં એંધાણ, દીધાં લીધાં ખાંતથી. ૨૧૨

હવે કુંવરે ભોજન કરવા માંડયું. તેને ભૂખ તો ભલુંએ લાગી હતી, પણ મહરી પાસેથી પોતાની કાયા પાછી મેળવવા ચટપટી

એટલી બધી લાગી રહી હતી કે થોડુંક તેણે ખાધું એટલી વારમાં તો તે ધરાઇ ગયો. તે ભોજન કરી રહ્યો એટલે કુંવરીએ દાસીને હાક મારી પણ દાસી તો એટલામાં કોઇ હતીજ નહિ. બધીઓ સટકી ગઈ હતી, તેથી કુંવરીએ પોતાને હાથે બાજઠ ઉપરથી થાળ ઉપાડીને બહાર મૂકયો અને કુંવરને મુખવાસ આપ્યો.

"હવે કેટલી વાર છે?" એમ અધીરાઇથી કુંવર પૂછવા લાગ્યો એટલે કુંવરી હસીને બોલીઃ "એમ અધીરા ન થાઓ, કુંવર! આજે ચોથો પહોર થયા પહેલાં હું માતાજીના મંદિરમાં એકાન્ત પૂજા કરવા જઇશ, ત્યાં તમે આવજો. ત્યાં ગઢવી પણ આવશે અને તમે છુપાઇ રહેજો. પછી હું કેવી યુક્તિ કરૂં છું તે તમે જોજો"

હવે કુંવરે ત્યાંથી જવાની તૈયારી કરવા માંડી. કુંવરી બોલીઃ "ભલે તમે જાઓ, પણ ચોથો પહોર થતાં તો ત્યાં ગઢવી આવશે, માટે તમે તે પહેલાં જરૂર માતાજીને મંદિરે આવી પહોંચજો; અને હું તો ત્યાં જવા માટે હમણાંજ નીકળું છું."

"બહુ સારૂં" કરીને કુંવર ત્યાંથી નીકળ્યો. તે મહેલના પગથીયાં ઉતરતો હતો, તે વખતે તેની કુબડી કાયાની મશ્કરી કરવાને કુંવરીની બધીએ સાહેલીઓનું ટોળું એકઠું થયું હતું. જ્યાં તે ધીરે ધીરે આવતો હતો ત્યાં તો સાહેલીઓ ખડ ખડ હસી પડી. એક બોલી કે બિચારો કોઈ દિવસ નહિ ને આજે બત્રીસ ભાતનાં ભોજન જમ્યો છે એટલે ચાલી પણ શકતો નથી. બીજી બોલી કે એને તો રાજમહેલમાંજ રહેવું છે એટલે તેનો પગ જ ઉપડતો નથી. ત્રીજી બોલી કે એનું કામદેવ જેવું જેવું રૂપ તો જુઓ! શી ખબર કુંવરીબાને એની પાસે બેસવું એ કેમ ગમ્યું હશે? મને તો બાઈ એટલી બધી સુગ ચઢી કે તેને ભોજનનો થાળ પીરસીને દોડાદોડ નાસીજ છૂટી!

ચોથી બોલી, અલ્યા કુબડા ! તારી પાછળ પુંછડું લટકે છે ! આ સાંભળીને કુંવર પોતાની પાઘડીનો પાછળ લટકતો છેડો સંભાળવા લાગ્યો, ત્યાં બધીએ સાહેલીઓ ખડખડાટ હસી પડી અને એક બીજીને તાળી દઇ તેની મશ્કરી ઉડાવવા લાગી. કુંવર બોલ્યો:

(દોહરો.)

હાંસી મારી શીદ કરો, બાઇઓ હું પરદેશી ગરીબ,
દયાળુ કુંવરીની દાસીયો, દયાહીણી થઇ મારે નસીબ. ૨૧૨

એક બાઇ બોલીઃ મારો રડયો કુબડો છે ને બોલકણો એ છે ! જાણે કોઇ કવિનો દીકરો ન હોય !

આ પ્રમાણે બધીએ એકઠી થઇને મશ્કરી કરતી રહી અને કુંવર તો કોઇને ગણકાર્યા વિના ચાલ્યો ગયો.

આ બાજુએ કુંવરી વિચાર કરે છે કે હવે ગઢવી પાસેથી કુંવરને તેની કાયા પાછી અપાવવાને શું કરવું ? તેણે બધીએ સખીઓને બોલાવી અને કહ્યું કે તમે બધી તપાસ કરીને કોઇ મરી ગએલું પંખી શોધી લાવો. બીજે ક્યાંયથી નહિ તો પારધીને ત્યાંથી તો જરૂર મળશે.

સાહેલીઓ તો મનમાં વિચારવા લાગી કે કુંવરીને આજે શું ભૂત ભરાયું છે કે આવી આવી ઇચ્છાઓ કરે છે. પણ કુંવરીની આજ્ઞા લોપવા કોઇ સમર્થ નહોતું એટલે બધી દાસીઓ મરેલા પંખીની શોધ કરવા નીકળી પડી અને થોડી વારમાં તો પોપટ, કબૂતર, મેના, ચકલાં એવાં અનેક પંખીઓનાં મુડદાનો કુંવરીની પાસે ઢગલો થયો !

## પ્રકરણ ૪ થું.

(ચોપાઇ.)

ભૂખ્યાને ભોજન સાંપડે, તરસ્યાને નિર્મળ નીર જડે,
અંધાને લોચનીયાં મળે, ને ભગતોને જો ભક્તિ ફળે. ૨૧૪
નિર્ધન પામે ધનનો ચરૂ, વાંઝણીને આવે છોકરૂં,
લુલો પામે પગ ને પાંખ, ભુખ્યા વાંદરને આંબા શાખ. ૨૧૫
બહેરો સુણે વાજાં ઘણાં, તેના આનંદની શી મણા,
કુબડો કાયા સુંદર પામીયો, આનંદથી ઘેલો થઇ ગયો. ૨૧૬

જ્યારથી ગઢવીને રાજકુંવર મંગળસિંહની સુંદર કાયા મળી છે, ત્યારથી તેને તો રોમે રોમે આનંદ છવાઇ ગયો છે. કુંવર પાસેથી કાયા પલટ કરીને તે ધર્મશાળામાં આવ્યો, ત્યારે શિવાનંદે તેને પૂછ્યું કે ગઢવી ક્યાં ગયો? ત્યારે તેણે ક્રોધ બતાવીને કહ્યું કે ગઢવી તો કપટી અને દગાખોર નીકળ્યો. પછી તેણે ગઢવીએ કેવી રીતે દગો કર્યો તેની વાત જોડીને કહી બતાવી કે એક ઉંડા કુંવામાં ગઢવી મને ધક્કો મારીને પાડી દેવા જતો હતો પણ કુવા ઉપરનું કોસ ખેંચવાનું મંડાણ મારા હાથમાં આવી ગયું એટલે હું પડયો નહિ, નહિતો હું કુવામાં પડીને ડુબી જાત. હવે એ હરામખોર ગઢવી અહીં આવે તો તેને મારીને કાઢી મેલજો અને ધર્મશાળામાં પગ પણ મૂકવા દેશો નહિ. આવી દગાની વાત સાંભળીને શિવાનંદને પણ ગઢવી ઉપર ગુસ્સો ચડયો. એટલે જ્યારે કુંવર ગઢવીની કાયામાં ધરમશાળામાં આવ્યો, ત્યારે તેણે તેને ધમકાવીને કાઢી મેલ્યો.

કુંવર તરફની ઉપાધિ ટળી એટલે ગઢવી બરાબર મોજમાં

આવી ગયો. તેને તો બત્રીસે કોઠે આનંદના દીવા જળહળી રહ્યા છે. હવે ક્યારે ચોથો પહોર થાય અને પોતે મેનાકુંવરી પાસે જઇને તેને પોતાની બાથમાં લઇ પોતાનો પ્રેમ દર્શાવે તેની અધીરાઇ તેના દિલમાં થઇ રહી છે. શિવાનંદે પૂછ્યું કે કુંવરજી ! ગઇ કાલે તો તમે કુંવરીને તુચ્છકારીને ચાલ્યા આવ્યા અને પાછળથી પસ્તાયા. પણ હવે આજે શો વિચાર છે ? ગઢવી એકદમ બોલ્યો " શિવાનંદ, કાલે તો મેં ભૂલ કરી, પણ આજે ફરીથી માતાજીના મંદિરમાં જઇને કાલની ભૂલ સુધારી આવવાનો છું, માટે તારે ચિંતા કરવી નહિ. આજ તો હું તેને પરણવાનું વચન આપીનેજ આવીશ અને ક્યારે આપણે બધાએ દેશ ભણી પાછા ફરવું તે પણ નક્કી કરીને આવીશ." આ સાંભળીને શિવાનંદને હવે સંતોષ થયો.

જયા રસોઇ કરતી હતી અને જમવાને હજી થોડી વાર હતી, એટલે ગઢવી ઓરડામાં થોડી વાર આડો પડયો અને જાણે કે પોતે ફરવા ગયો હતો તેથી બહુજ થાકી ગયો છે એવો ઢોંગ કરવા લાગ્યો. શિવાનંદે પૂછ્યું: કેમ કુંવરજી ! કાંઇ બહુ થાક લાગ્યો છે ? ગઢવી કહે કે "હા, આજ તો મને બહુ કળતર થાય છે." શિવાનંદ કહે "લ્યો ત્યારે તમારા પગ દાબું !" ગઢવી બોલ્યો: " ના, ના, તું તો મારો મિત્ર અને વળી બ્રાહ્મણ કહેવાય, તારી પાસે પગ દબાવરાવું તો મને પાપ લાગે; જો જયા નવરી હોય અને એ પગ દાબે તો ઠીક." શિવાનંદ આ સાંભળીને વિચારમાં પડી ગયો કે કુંવરને આવી અવળી બુદ્ધિ કેમ સૂઝી ? પોતે બ્રાહ્મણ છે પણ પુરૂષ છે અને મિત્ર છે; અને જયા તો બ્રાહ્મણની દિકરી અને વળી કુમારીકા છે; તેની પાસે કુંવર પગ દબાવરાવે તે તો વળી વધારે પાપની વાત કહેવાય, છતાં એ વાત ભૂલીને કુંવર આવું કેમ બોલ્યા ? આથી શિવાનંદ બોલ્યો: " કુંવરજી ! જયા રસોઇ કરે છે એટલે નવરી નથી. અને વળી તે

બ્રાહ્મણની કન્યા કહેવાય, તેની પાસે પગ દબાવરાવવા એ તો મોટું પાતક કહેવાય." ગઢવી સમજી ગયો કે પોતે આ મોટી ભૂલ કરી એટલે તે બોલ્યોઃ "હા, એ વાત તો હું ભૂલીજ ગયો. ત્યારે ભલે તું પગ દબાવ."

પછી શિવાનંદ ગઢવીના પગ દબાવવા બેઠો. ઘડી વારમાં અહીં કળતર થાય છે ને ઘડી વારમાં તહીં કળતર થાય છે, એમ કહી કહીને તેણે શિવાનંદ પાસે આખું શરીર ચંપાવવાની મોજ લીધી. પછી તેણે શિવાનંદને કહ્યું કે મારૂં માથું તપી ગયું છે તેથી માથામાં જરા તેલ ચોળ. શિવાનંદે તેમ કર્યું. પછી ગઢવી બોલ્યોઃ "મારે આજે સીરોપુરી ખાવાં છે; રસોઇ શી કરી છે?" શિવાનંદને નવાઈ લાગી કે મેનાકુંવરના ચીંતન પાછળ કુંવરને ખાવા પીવાનું કશું ભાન નથી, જે ભાણામાં મૂકીએ છીએ તે ખાઇ લે છે અને કોઇ વાર ખાતા પણ નથી; પણ આજે સીરો પુરી ખાવાનું કુંવરને મન થયું એ શી વાત? શિવાનંદ બોલ્યોઃ "આજે તો દાળ, ભાત, રોટલી, શાક કરાવ્યાં છે; જો સ્હવારમાં ફરવા ગયા ત્યારે કહી ગયા હોત તો સીરો પૂરી કરાવત." ગઢવીને રાજકુંવરની પદવીની મોજ માણવાનું વારે વારે મન થતું હતું એટલે તે બોલ્યોઃ "અત્યારે ઇચ્છા થઇ એટલે અત્યારે કહ્યું, હજી કાંઇ બહુ મોડું થયું નથી, એટલે સીરોપુરી થતાં વાર નહિ લાગે."

શિવાનંદને લાગ્યું કે આજ કુંવરની મતિમાં કાંઇ ફેરફાર થયો છે, નહિતો કોઇ દિવસ નહિ ને આજે આવાં મન તેમને કેમ થયા કરે છે? પણ રાજકુંવરની પાસે તેનાથી કશું બોલાયું નહિ. તેણે જયાને કહ્યું "ભલે જરા મોડું થાય, પણ સીરોપુરી કરી નાંખ."

જયા શિવાનંદના શબ્દને જરા પણ દુઃખ લાવ્યા વિના

ઉપાડી લેતી. પૂર્વ ભવના સંબંધના યોગથી જયાનું મન જાણે કે શિવાનંદમાંજ પરોવાઈ ગયું ન હોય તેમ થઇ ગયું હતું અને શિવાનંદને જયાના રૂપ ગુણ અને નમ્રતા ઉપર બહુ પ્રેમ ઉપજ્યો હતો. આથી જયાએ શિવાનંદની આજ્ઞા સાંભળી કે તુરત બીજું બધું કામ પડતું મૂકીને સીરો-પુરી બનાવવાની તૈયારી કરવા માંડી.

રાજકુંવર બનેલો ગઢવી વારેવારે પોતાના હાથ, પગ, આંગળીઓ વગેરે જોઇને આનંદ પામી રહ્યો છે. થોડી થોડી વારે દર્પણ કાઢીને તેમાં પોતાનું મ્હોં જોઇ રહ્યો છે, અને સુંદર મ્હોં જોતાંજ જાણે કે શાન્ત સરોવરમાં મોજાં ઉછળતાં હોય તેમ તેના અંતરમાં આનંદના હીલોળા ચડી રહ્યા છે. પોતાના માથા પરનાં જુલફાં વારેવારે વીખરાઇ જાય છે, તેથી કાંસકી લઇને ઓળે છે અને કુંવરીની પાસે પોતામાં જરા પણ ખામી દેખાય નહિ તેનીજ ચિંતા તે કર્યા કરે છે.

(દુહો)

ચેન ચાળા જોઈ કુંવરના, શિવાનંદને અચરજ થાય,
પલટી મતિ આજ કુંવરની, પણ મુખથી ન કંઇ કહેવાય.૨૧૭
વાંદરો છાપરે કુદતો, વળી મળી નીસરણી એક,
જાતનો ગઢવી ને કુબડો, તેમાં સાંપડયું રૂપ વશેક. ૨૧૮

આ પ્રમાણે મૂળ તો ગઢવી જાત ને પોતે કુબડો, તેમાંથી થયો રાજકુંવર, વળી સુંદર રૂપ સાંપડયું; તે ઉપરાંત વાંદરાએ દારૂ પીધો હોય તેમ મેના કુંવરી જેવી રાજબાળાને પરણવાના કોડ ગઢવીના અંતરમાં ચાલી રહ્યા છે, ત્યાં તો પૂછવુંજ શું ? હવે તેને વિચાર આવવા લાગ્યો કે આજે તો કુંવરીની પાસે સારામાં સારાં કપડાં પહેરીને જવું. સુરજપુરમાં આવ્યા પછી બીજી સામગ્રીની સાથે કુંવરે

પોતાને માટે સારાં કપડાં પણ લીધાં હતાં, તેમાંથી એક સુંદરમાં સુંદર કપડાંની જોડ તેણે કાઢી અને શિવાનંદને પૂછ્યું: "કેમ શિવાનંદ! આ કપડાં પહેરીને હું કુંવરીને મળવા જઉં તો ઠીક દેખાશે ને?" શિવાનંદે હા તો પાડી, પણ તેને એમ લાગવા માંડ્યું કે કુંવરી પાસે જતાં પહેલાં તો કદાચ કુંવરજી ગાંડા બની જશે!

કેટલીક વારે રસોઈ તૈયાર થઇ, એટલે ગઢવી જમવા બેઠો. બીજી બાજુએ શિવાનંદ જમવા બેઠો. જયાએ બેઉને સીરો, પુરી, દાળ, શાક, વગેરે પીરસ્યું.

( છપ્પા )

ઉંબર ઓળંગતાં, નારી કે નર પરખાયે,
ડાબો ઉપાડે નારી, ને જમણે મરદ ગણાયે;
મુખથી કાઢે વેણ, કુલીન કુળહીણ કળાયે,
નજરે જોતાં નેણ, કુમતિ–સુમતિ સમજાયે;
પોથી કરમાં મૂકતાં, મુરખ કે પંડિત પ્રમાણીયે,
ત્યમ નાત–જાત આચાર તો, ભોજન કરતાં જાણીયે. ૨૧૯

ગઢવીને કાયા તો રાજકુંવરની મળી છે, પણ જીવ તો ગઢવીનોજ છે, એટલે ભોજન કરતી વખતે તેની રીતભાત વિચિત્ર દેખાવા લાગી. જમણે હાથે સીરો ખાય છે, તો કોઇ વાર ભૂલથી ડાબા હાથમાં પૂરી લઇ બચકું ભરે છે! વળી સાંભરે છે, ત્યારે ડાબો હાથ દૂર રાખે છે, પરન્તુ થોડી વારમાં પાછું ભૂલી જવાય છે અને ડાબો હાથ શાક કે પુરીને અડકી જાય છે. કુંવરને રોજ કેટલું ખાવા જોઇતું હતું તે સૌ જાણતાં હતાં, પણ આજે તો રોજ કરતાં ચણુંગણું ગઢવી ઉપાડી ગયો! જયા અને શિવાનંદ બેઉને નવાઇ લાગી.

પેટ ભરીને ખાધા પછી ગઢવીએ પથારીપર પડી ઉંઘવા માંડયું. ચોથે પહોરે તેને માતાજીના મંદિરમાં કુંવરી પાસે જવાનું હતું અને હજી વખત થવાને બહુ વાર હતી, એટલે તે નિરાંતે નસકોરાં બોલાવતો ઘસઘસાટ ઉંઘવા લાગ્યો. રાજકુંવરને રાત્રે પણ ઉંઘ આવતી નહિ, અને આજે તેને દહાડે ઉંઘતો જોઇને વળી શિવાનંદને વધારે નવાઇ લાગી. એટલામાં ત્રીજો પહોર પૂરો થવા આવ્યો એટલે શિવાનંદે તેને ઢંઢોળીને જગાડયો અને પૂછ્યું "કુંવરજી! વખત થવા આવ્યો છે માટે હવે કુંવરી પાસે કયારે જવું છે?" ગઢવી એકદમ બ્હેબાકળો જાગી ઉઠયો અને મોઢું પણ ધોયા વિના બહાર કાઢી રાખેલાં નવાં કપડાં પહેરવા લાગ્યો. શિવાનંદે પૂછ્યું કે હું સાથે આવું? પણ ગઢવીએ ના કહી અને જણાવ્યું કે સાથે કોઇની જરૂર નથી. હું એકલોજ કુંવરી સાથે બધું નક્કી કરીને આવીશ. ઉતાવળે કપડાં પહેરી લઇને તે ધર્મશાળામાંથી દોડતો નીકળ્યો. પાછળ શિવાનંદ અને જયા વાતો કરવા લાગ્યાં કે આજે કુંવરની રીતભાતમાં બહુ ફેરફાર પડી ગયો છે. જયાએ કહ્યું કે કદાચ કુંવરીને પરણવાની હોંશમાં કુંવર આવી ગયા હશે. પણ બેઉને ખરો ભેદ સમજવામાં આવ્યો નહિ.

મોડું થઇ જવાની બ્હીકે ગઢવી રસ્તામાં થોડુંક દોડે છે તો વળી થોડુંક ચાલે છે, એમ કરતો તે માતાજીના મંદિરે જઇ પહોંચ્યો. આજે કુંવરી સાથે કેવી રીતે બોલવું, તેની સાથે કેવી રીતે વર્તવું, તેનાં વખાણ કેવી રીતે કરવાં, એ બધું ગઢવીએ મનમાં સારી પેઠે વિચારી રાખ્યું છે. પણ જ્યાં મંદિરના કોટના દરવાજામાં ગઢવી પેસે છે, ત્યાં ગઢવી જુએ છે કે મેનાકુંવરી મંદિરના પગથીયા પર બેઠી બેઠી ધ્રુસકે રડે છે અને વિલાપ કરી રહી છે!

(સોરઠા)

મન માળાનો મેર, મેના મારી શંકડી,
શાણી સખીની પેર, સુખ–દુઃખ કેરી ભાગીયણ. ૨૨૦
બોલી કાલા બોલ, રાત દિવસ રીઝાવતી,
આજે થઈ તું અબોલ, છાંડી માયા કારમી. ૨૨૧
સખી સમાણી બ્હેન, નામ સમાણી પંખણી,
બોલ બોલ મધુરાં વેણ, સોહે ન આવું રીસામણું. ૨૨૨

આ પ્રમાણે મેનાકુંવરીનો વિલાપ સાંભળતાં તો ગઢવી બારણામાંજ થંભી ગયો. ગઈ કાલે તો કુંવરી પૂરા આનંદમાં હતી અને આજે એકાએક તે કેમ દીલગીર થઇ હશે તેનું કારણ કાંઇ તેના સમજવામાં આવ્યું નહિ. તેમજ તેના ભણી કુંવરીએ જોયું પણ નહિ! તેની આંખમાંથી તો ફક્ત ચોધાર આંસુ જ ચાલી રહેલાં છે અને મ્હોંમાંથી એક પછી એક વિલાપનાંજ વેણ નીકળી રહ્યાં છે. આ બધો એકાએક શાથી ફેરફાર થઇ ગયો તેની ગઢવીને કશી સમજ પડી નહિ. પછી તેણે વિચાર્યું કે પોતા ઉપર હજી કુંવરીની નજર પડી નથી, એટલે જ તે કલ્પાંત કર્યા કરે છે. પોતે જરા પાસે જશે અને તેની નજર પોતા પર પડશે એટલે તે દુઃખનું કારણ ભૂલી જઇને એકાએક આનંદમાં આવી જશે. આવો વિચાર આવતાં ગઢવી ધીરે પગલે ચાલીને કુંવરીની સામે જઇને ઉભો, પણ કુંવરી તો પોતાના કલ્પાંતમાંજ મશગુલ બની રહેલી છે.

કાલ તો કરતી વાત, આજ ન વેણ ઉચ્ચારતી,
વચમાં ગઈ એક રાત, તેમાં શું થયું કારણું. ૨૨૩
મેના મધુરી વાણુ, એક વાર તો સંભળાવને,
બોલ તું મારા પ્રાણ, હવાલીણાં થઇએ નહિ. ૨૨૪

ગઢવી વિચાર કરી રહ્યો છે કે "આ કેવી નવાઈની વાત? પોતે સામે ઉભો છે, તોપણ કુંવરી નજર પણ કરતી નથી અને માત્ર રડયાજ કરે છે અને પોતાની આંખોનું તેજ આંસુવડે ગુમાવી રહી છે! તેના ખોળામાં મેના જેવું કોઇ મરેલું પંખી પડયું છે, પણ શું એ પંખી માટે તે આટલું બધું રડતી હશે? મરેલા પંખીને તો ફેંકી દેવું જોઇએ તેને બદલે તે ખોળામાં લઇને બેઠી છે એ શું! એ તેની પાળેલી મેના હશે અને તે મરી જવાથી શું તે વિલાપ કરતી હશે? પણ ના; એક પંખી મરી જાય એટલે કાંઈ બીજું પંખી નથી મળી શકતું? એવા પંખી પાછળ તો આ શાણી કુંવરી રડેજ નહિ."

આ પ્રમાણે ગઢવી વિચાર કર્યા કરે છે અને મેનાકુંવરી તો રડયા જ કરે છે.

કાળજડાની કોર, મન મેળાની સાહેલડી,
આંધળીને તું દોર, અમરતશાં તુજ વેણુથી. ૨૨૫

ગઢવી વિચારે છે કે-કુંવરી પોતાની મેનાના મરણથી જ ખરેખર રડે છે. એ મેના પર તેને બહુ હેત હશે. પણ તે શાણી છે એટલે મેના કરતાં પોતાના પતિ તરફ તો તેનું વધારે હેત હશે જ, અને આવે વખતે પતિએ પણ તેને ધીરજ આપીને છાની રાખવી એ તેનો ધરમ છે. જ્યારે તેના ધ્યાનમાં આવશે કે જે પ્રેમ પારખ કરનારૂં દિલ હતું તે હવે સુંદર ખોળીયામાં મઢાઇ ચૂકયું છે, ત્યારે તે જરૂર પોતાનો વિલાપ છોડી દેશે, માટે એકવાર હું તેને બોલાવું, એટલે તુરત હું અહીં આવી ચૂકયો છું તે તેના ધ્યાનમાં આવી જાય. આવો વિચાર કરીને ગઢવી એક ડગલું આગળ વધ્યો અને બોલ્યોઃ "મેનાકુંવરી! અહો મેનાકુંવરી!"

પણ મેનાકુંવરીએ તો પોતાની નજર પણ ફેરવી નહિ અને કહ્યું: "કોણ છે અહીં? જે હો તે અહીંથી ચાલ્યા જાવ! અત્યારે મારે કોઈની સાથે બોલવું નથી! ઓ મેના! ઓ મારી મેના! હવે તું પાંખો ફફડાવતી મારા હાથ ઉપર ફરીથી ક્યારે બેસીશ? હવે તું મારી સાથે ફરીથી ક્યારે રમીશ? હવે શું મારે તારા મુડદાની સાથેજ રમવાનું રહ્યું?"

ગઢવી સમજ્યો કે, અત્યારે તે મેના પાછળ ગાંડી થઇ છે એટલે પોતાની સામે જેતી પણ નથી; માટે તેને મારે મારી ઓળખાણ આપવાની જરૂર છે. એમ વિચારીને તે બોલ્યોઃ "મેનાકુંવરી! જરા આ તરફ તો જુઓ! હું કોણ છું તે તો જરા વિચારો!" પણ મેનાકુંવરીએ તો કહ્યું કે "મારે તો કોઇ તરફ જેવું નથી! મારી મેના ક્યાં બોલે છે?"

ગઢવી બોલ્યોઃ "જુઓ તો, હું રાજકુંવર તમને બોલાવું છું! તમે આટલું બધું રોઓ છો શાને? તમારા આ વિલાપનું કારણ શું છે?" કુંવરી બોલીઃ "મારે અત્યારે રાજકુંવરનું કે કોઇનું કામ નથી! મેના! ઓ મેના! ઓ મારી મેના!"

મેના મારી સુજાણ, પરલોકે તું પરવરી,
તો લઈ તેં મારા પ્રાણ, સાથ કર્યા ન પરિયાણ કાં? ૨૨૬

આ પ્રમાણે વિલાપ કરતાં મેનાકુંવરી પોતાના ખોળામાંના મેનાના મુડદાને લઇને તેની આંખ ઉપર, તેના માથા ઉપર અને તેની પાંખો ઉપર વહાલથી બચીઓ ભરવા લાગી અને વળી પાછો નિસાસો નાંખતી તેને ખોળામાં મૂકીને વિલાપ કરવા લાગી!

ખોળીયું ખાલી થતાંજ, ખાલી પડ્યું સોના પીંજરૂં,
તુજ વિણ મેના આજ, મહેલ મારા સૂના પડ્યા. ૨૨૭

મરેલી મેના પાછળ કુંવરીને આટલો બધો વિલાપ કરતી જોઇને ગઢવીના આચરજનો પાર રહ્યો નહિ. તેણે કુંવરીને પૂછ્યું: "શું એ મેના મરી ગઈ છે? અને તેની પાછળ તમે આટલો બધો વિલાપ કરો છો ?" કુંવરી બોલી: "હા ! મારી વ્હાલી મેના, મારા સરખા નામવાળી પંખણી, મારી સાહેલી, મરી ગઇ! તેના પ્રાણ ગયા અને મારા પ્રાણ પણ તેની પાછળ હવે જવા લાગ્યા છે! અરેરે! હાય! હાય! શું મારી મેના મરી જ ગઈ ?" એમ બોલી કુંવરી મેનાના મુડદાને હાથમાં લઈને તેની ભણી ગાંડાની પેઠે તાકીજ રહી.

ગઢવી બોલ્યો: "કુંવરી! એક પંખીની પાછળ આટલાં બધાં આંસુ પાડવાનાં હોય? તેની પાછળ વળી પ્રાણ કાઢી નાંખવાના હોય! મરેલા પંખીને તે રડવાનું પણ હોય?"

કુંવરી ગાંડાની પેઠે બોલવા લાગી: "શું મારી મેના મરી ગઇ? ખરેખર મરી ગઈ! ના, તે મરેજ નહિ! તે તો મારાથી રીસાઇ ગઈ છે તેથી બોલતી નથી! બોલ! મેના, બોલ; એક વાર તો મારી સાથે વાતો કર! આવાં રીસામણાં તે હોય મારી બ્હેન? બોલ, હું તારા સોનાના પાંજરાને રતનથી મઢાવીશ, તેમાં રેશમી દોરીનો હીંચકો બંધાવીશ, પછી હું તને ઝુલાવીશ! હજી પણ તું કેમ બોલતી નથી? તું ઢોંગ કરીશ, પણ હું માનવાની જ નથી કે તું મરી ગઇ છે! તું તો મારા હેતનું પારખું કરતી લાગે છે! હવે એ પારખાની અવધ આવી ગઈ, મેના! તું મને રીબાવ નહિ! તું એક શબ્દ બોલ, એટલે મારા ધ્રુજતા પ્રાણ હેઠા બેસે! શું તું નહિ બોલે?"

મેના! મેના! બોલ, પ્રાણ પીરું તને મારા,
મરણ સુધીના કોલ, સહીપણાના ન સાંભર્યા! ૨૨૯

આ પ્રમાણે બોલતી કુંવરી પાછી ધ્રુસકે રડવા લાગી ગઈ અને ગઢવી તો મુંઝાવા લાગ્યો કે આને હવે કેવી રીતે સમજાવીને ધીરજ આપવી? તેને કુંવરીના આવા વિલાપથી એક બાજુએ ગુસ્સો ચડતો હતો અને બીજી બાજુએ તેની મૂર્ખાઈથી અચરજ થતું હતું. તે બોલ્યો કે–કુંવરી! આ તમે શું લઇ બેઠાં છો? એક મેના જેવા પંખી માટે તમે આટલો વિલાપ કરી રહ્યાં છો એથી તો મને બહુ જ અચરજ થાય છે. એના જેવાં પંખી તો બીજાં જોઈએ તેટલાં મળી આવશે. કહો તો કાલ હું તમને પચીસ મેનાઓ લાવીને આપીશ. માટે હવે આ વિલાપ કરવાનું છોડી દો અને મારી સામે તો જરા જુઓ! તમારી ઇચ્છા પ્રમાણે હું કુંવર મંગળસિંહની સુંદર કાયા લઇને આવ્યો છું! મારી કુબડી કાયા હું કુંવરને સોંપી આવ્યો છું! હવે પ્રેમીલું દિલડું અને સુંદર કાયાનો જોગ બની ગયો છે, માટે મારી સામે તો તમે જુઓ! તમારૂં દિલ હેતથી ઉભરાઇ જશે અને મેના પણ વિસારે પડી જશે!

આ સાંભળીને કુંવરી તો ક્રોધમાં આવી ગઇ અને બોલીઃ "તું રાજકુંવર હોય કે ગઢવી હોય, અત્યારે મારે કોઇનું કામ નથી! જો તું વેદ હોત, મારી મેનાને સજીવન કરનારો હોત, એક વાર મારી મેનાને બોલાવી શકતો હોત, તો હું તારી તરફ જોત, પણ અત્યારે તો મારી મેના વિના મારે બીજા કોઇનું કશું કામ નથી! જાઓ, મારી મેના પાછળ મને ધરાઇને રડી લેવા દો!" એમ કહેતી કુંવરી તો ફરી પાછી વિલાપ કરવા લાગી ગઇ.

વૈદ લાખેણો કોય, મેના અહીંઆ આવીને,
તને જીવતી કરતો હોય, તો લાખ ટકા દઉં રોકડા. ૨૨૯

તેડાં મોકલું ચોમેર, ધનવંતરને સાદ કરૂં,
મારી મનમાળાનો મેર, તુટચો સજીવન કો કરે ? ૨૩૦
હીમાળો પહાડ, આઘે ઉભો અલબેલડો,
તેનાં વઢાવી ઝાડ, ઓસડ કરાવું તાહરાં. ૨૩૧
તને જીવાડણહાર, માનવી મળવાં દોહ્યલાં,
મળે તો અરપું સાર, તનડું મનડું હોંશથી. ૨૩૨

એ પ્રમાણે વિલાપ કરતી કુંવરી તો મેનાના મુડદાને છાતી સાથે દબાવતી મંદિરના પગથીઆ ઉપર ચત્તીપાટ થઇને પડી અને પાછી આંસુ પાડવા લાગી.

ગઢવી તો હવે કંટાળી ગયો. તેના મનમાં થવા લાગ્યું કે આ રાંડ મેના વચમાં ક્યાંથી મરી ગઇ ? બરાબર ધરણ વખતે જ સાપ નીકળ્યા જેવું થયું ! મારી બધી ગોઠવણ કથળી ગઇ અને રાંડ મેના આડ ખીલી જેવી થઇ પડી. હું મોડું થવાની બીકે દોડાદોડ આવ્યો, પણ અહીં તો જૂદો જ મામલો મચ્યો છે ! શું હવે હું વીલે મોઢે પાછો જઉં ? પાછો કાલે આવું કે નહિ એ તો કુંવરી બોલતી જ નથી. ત્યારે કરવું શું ? આવી કેળના ગરભ જેવી સુંદર રાજકુંવરીને આ કાળી મેના ઉપર આટલો બધો મોહ શો, આવો વિલાપ શો, આવું રડવું શું, આ પ્રાણ કાઢી નાખવાની વાતો શી, તેને જીવતી કરનારને તન મન ખરચી નાંખવાની હોંશ શી ! આ બધું કેટલું વિચિત્ર કહેવાય ?

તુરત પાછી કુંવરી બેઠી થઇ અને મેનાને વહાલથી બચીઓ કરવા લાગી, અને ગઢવી તો વિચાર કરતો જ ઉભો છે. આટલો બધો વખત થયો પણ તેણે એકવાર પણ ગઢવી તરફ નજર સરખી-એ કરી નથી. હવે ગઢવી બોલ્યોઃ "મેના કુંવરી ! અત્યારે તો

તમારૂં મન આ મરેલી મેના વિના બીજા કોઇમાં ચોંટતું નથી. હું કાંઇ વૈદ નથી, નહિ તો તમારા સુખ અને શાન્તિ માટે હું મેનાને જીવતી કરવા મારાથી બનતું કરત. મરેલી મેનાને હું જીવતી કરી શકું તેમ તો નથી, પણ મારી જીવતી મેનાકુંવરીને હું સુખી કરી શકું તેમ છું, અને તેટલા માટે હું આવ્યો છું, પણ તમે તો મારી સામુંએ જોતાં નથી!"

કુંવરી બોલી—"અત્યારે તો બસ, મારી મેના જ મારા પ્રાણનો આધાર છે! એને જીવતી કરવાની વાત વિના મારે બીજી કાંઇ વાતો સાંભળવી નથી."

ગઢવી ક્રોધમાં આવી ગયો અને બોલ્યો: "આ તમે કેવી મૂર્ખા-ઇની વાત કરો છો? હું કાંઇ ધનવંતરી છું કે પરમેશ્વર છું કે મેનાને જીવતી કરૂં? તમે જેને મનથી વરેલાં છો, તે હું રાજકુંવર છું, અને શું હું એ મેનાને તોલે પણ તમારા મનમાં નથી? તો પછી મને અત્યારે અહીં બોલાવ્યો શું કરવા? હું તો તમને મારી પટરાણી કરવા આવ્યો છું અને તમે તો મ્હોં ફેરવીને મેના પાછળ મરવા બેઠાં છો!"

હવે કુંવરીએ ધીરેથી મેનાના મુડદાને ઓટલા ઉપર મૂક્યું અને જાણે કે ગઢવીના શબ્દો તેના અંતરમાં ઉતર્યા હોય તેવી રીતે તેણે ગઢવી તરફ જોયું. પોતાની સામે મંગળસિંહ જ ખરેખર ઉભો છે એવું તેણે જોયું અને ઘડીભર પોતાની મેનાને તે વિસરી ગઈ હોય એમ દેખાયું. કુંવરના સ્વરૂપમાં ગઢવીને જોતાં જાણે તે પ્રસન્ન થઇ ગઇ હોય તેમ જણાયું. તેના મ્હોં ઉપરથી શોક ઓસરવા લાગ્યો અને ગઢવી સમજ્યો કે હવે પોતાના શબ્દોની અસર તેના મન ઉપર થવા લાગી છે. મેનાકુંવરી પોતાને જોઇને પોતાની મેનાને વિસરી જાય છે એવું પણ તેના સમજવામાં આવ્યું.

( દોહા )

ઢેલડી દોડી આવતી જેમ જોઈ કળાયલ મોર,
હરણી હરણની પાછળે જેમ ફરતી ચારે કોર. ૨૩૩
ગોપી કહાન પાસે જતી, જેમ સુણી બંસીનો શોર,
તેમ પદમણી મલકતી, જોઈ ચિત્તડા કેરો ચોર. ૨૩૪

આ પ્રમાણે વિચારીને ગઢવી કુંવરીના પ્રસન્ન થતા મુખ સામે જોઇ બોલ્યોઃ " હે રાજકુંવરી ! અત્યારે હું તમારો દાસ થવા આવ્યો છું, અને તમે મેનાની પાછળ કલ્પાંત કરો છો, તેથી મારૂં કાળજું કકડા થઇ જાય છે. મેં તમને કાંઈ કડવા શબ્દો કહ્યા હોય તો મને માફ કરજો. હવે તમે મારી તરફ કૃપા કરીને જોયું છે, તો જે કાંઇ આજ્ઞા કરવી હોય તે કરો. પણ પહેલાં તો આ મેનાના મુડદાને દૂર ફેંકી દો. એ મેના જેવી પચીસ પચાસ મેના હું તમને લાવી આપીશ. અત્યારે હું ગઢવી નથી પણ રાજકુંવર છું. "

મેનાકુંવરીએ પોતાના સાળુનો માથાપરથી ખસી ગએલો છેડો સમો કર્યો તેણે લજ્જાઇને જરા નીચું જોયું. પછી વિવેક-મર-જાદથી તે બોલીઃ " હે રાજકુંવર ! તમને જોઇને હું રાજી તો થઇ છું, પણ મારા કહેવાનો અર્થ તમે સમજ્યા હો તેમ લાગતું નથી. તમારા પ્રેમનું પારખું તો હું કરી ચુકી છું, એટલે હું તમને કેવળ ભૂલી ગઇ છું એમ તમે માનશો નહિ. એક વાર મારો પ્રેમ તમારી ઉપર ચોંટયો તે પાછો ઉખડવાનો જ નથી. પણ આ મારી મેના ! તેના મરણથી મારૂં મન વ્યાકુળ થઇ ગયું છે, અને તેથી બીજી કોઇ વાત મને ગમતી નથી. મારી મેના વિના બીજાં બધાં મને આંખના પાટા જેવાં-દુસ્મન જેવાં લાગે છે. આ કારણથી મને અત્યારે તમારી ઉપર કે બીજા કોઇઉપર જરાએ હેત આવતું નથી."

ગઢવી બોલ્યો: "એ તમારી વાત ખરી છે. મેના ઉપર તમારૂં પારાવાર હેત છે એ તો હું પણ જાણી ચૂકયો છું. પણ હવે તો એ મેના મરી ગઈ છે. તેની પાછળ તમે પ્રાણ કાઢી આપશો, તો પણ હવે એ કાંઇ જીવતી થવાની નથી. માટે તમે એ મેનાને ભૂલી જાવ. એ મેના ઉપરનું હેત હવે તો તમારે મારી તરફ વાળવું જોઇએ. હું તમારા પ્રેમનું પાત્ર છું, અને તમે મને મનથી વરી ચૂકયાં છો, શું એ મેના ઉપરનો પ્રેમ મારા જેવા રાજકુંવર ઉપરના પ્રેમ કરતાં એ વધી જાય? હવે તમારા મનમાંથી એ મેનાને વિસારે પાડવા તમે કહો તેમ કરવા હું તૈયાર છું."

આ સાંભળીને મેનાકુંવરી જાણે ઉંડા વિચારમાં પડી ગઈ હોય તેમ મેનાના મુડદા ઉપર ધ્યાન ધરીને બેઠી. થોડી વારમાં તે પોતાની નજર રાજકુંવર બની ઉભેલા ગઢવી તરફ ફેરવે છે અને થોડી વારમાં તે પાછી મેનાના મુડદા તરફ નજર ફેરવે છે. ગઢવી તો આ બધું મુગો મુગો જોયા જ કરે છે.

## પ્રકરણ ૫ મું.

(દોહા)

મેનાકુંવરી બેઠી છે, ધરી મેના કેરૂં ધ્યાન,
આકુળ-વ્યાકુળ થાય છે, ગઢવી ભૂલે ભાન. ૨૩૫

કાચા સુતરને તાંતણે, આશા બાંધી એક,
પાર પડશે કે તુટશે, સંકલ્પ થાય અનેક. ૨૩૬

હવે મેનાકુંવરીનું મન ક્યારે પ્રસન્ન થાય અને પોતાને મમતાળુ જવાબ આપે તેનો જ વિચાર ગઢવી કરી રહ્યો છે. જેમ જેમ વખત જાય છે તેમ તેમ ગઢવીના મનના સંકલ્પ-વિકલ્પ વધતા જ જાય છે. છેવટે તે અધીરાઇથી બોલ્યો: "કહો, મેનાકુંવરી, મારી વાત તમારા ધ્યાનમાં ઉતરીને?"

કુંવરી બોલી: "હા, મેના બિચારી મરી તો ગઇ! હવે હું શું કરૂં? મારા દિલમાંથી એક પળવાર પણ હું તેને ભૂલું નહિ તે માટે શું કરૂં? હા, કહો રાજકુંવર! હું તમને પરણું તો તમે તમારા નગરમાં મારી મેના પાછળ એક મોટું મંદિર ચણાવશો? અને તેમાં મેનાની મૂર્તિ પધરાવશો?"

ગઢવી બોલ્યો: "હા, જરૂર; એ મેના પાછળ હું મંદિર ચણાવીશ અને તારી ઇચ્છા હશે તો મેનાના નામનું સદાવ્રત ચલાવીશ! તમારૂં જેના ઉપર અનેરૂં હેત છે, તેવી મેના પાછળ તમે કહેશો તે કરીશ. તમારી ઇચ્છા પાર પાડવા હું લાખો રૂપિયા ખર્ચી નાખીશ. કહો, હવે તો તમને સંતોષ થયોને?"

પાછું કુંવરીનું મન ભ્રમણામાં પડી ગયું. તેણે ઝડપ મારીને મેનાનું મુડદું હાથમાં લીધું અને છાતી સાથે તે દબાવતી બોલી: "હાય હાય! મારી મેના મરી જાય અને મને શું સંતોષ થાય? હવે તો હું મેનાની સાથે મરૂં તો જ સંતોષ થાય! ઓ મેના! તું એક વાર તો બોલ!"

મેના મારી લાડકી, તું બોલને એકજ વાર!
હું તો નગુણી થઇ ગઇ, તને ભૂલી જવા તૈયાર! ૨૩૭
નહિ ભૂલું હું સાહેલડી! તું નિશ્ચે મનમાં માન,
મન માન્યા રાજવીથીયે હું ભૂલીશ નહિ કહી ભાન ૨૩૮

આ પ્રમાણે પાછી મેનાકુંવરી ગાંડાની પેઠે વિલાપ કરવા લાગી ગઇ અને પોતાનું ચિત્ત ફેરવી બેઠી. ગઢવીને તો મ્હોંમાં આવેલો કોળીયો ચાલ્યો જતો દેખાયો. એક વાર કુંવરીએ પરણવાની હા કહી અને ગઢવીએ મેનાની પાછળ મંદીર ચણાવવાનુંએ કબુલ કર્યું, પણ પાછું તેનું મન ફરી ગયું અને મનમાન્યો રાજવી મળે તોયે મેનાને નહિ ભૂલી જવાનું તે બોલવા લાગી. ગઢવીનું કાળજું પાછું થડક થડક થવા લાગ્યું. કુંવરી બોલવા લાગીઃ " નહિ ભૂલું, નહિ ભૂલું, મારી મેનાને હું નહિ ભૂલું ! અરરર! શું હું આ રાજકુંવરના રૂપમાં અને એની મીઠી વાણીમાં એટલી બધી લોભાઇ ગઇ કે મારી મેનાને ભૂલી જવા તૈયાર થઇ ગઈ? હું કેવી દગાખોર બની ગઇ ! આ કેવી ગજબની વાત ! મારૂં મન કેટલું બધું નબળું કહેવાય ? "

ગઢવીનું મન હજી આશાના તાંતણે બંધાઇને લટકતું જ હતું. તે બોલ્યોઃ " કુંવરી ! મેનાનું સંભારણું હમેશાં તમારી નજર સામે રહેશે, પછી તમે તેને નહિ ભૂલો. પછી શાને હવે વધારે વિલાપ કરો છો ? " આ શબ્દો સાંભળતાં કુંવરીએ ગઢવીના સુંદર સ્વરૂપ ભણી આડી આંખે જોયું અને તેથી જાણે તે વશ થતી જતી હોય તેમ ફરીથી તેના મ્હોં ઉપરથી શોક શમી જવા લાગ્યો. કુંવરી બોલીઃ " રાજકુંવર ! આમાં વાંક જ તમારો છે. જો આવું તમારૂં રૂપ ન હોત, જો આવું તમારૂં પ્રેમી દીલડું ન હોત, તો હું મારી મેનાને છોડીને તમારા ઉપર મોહી પડત જ નહિ અને તમને પરણવા તૈયાર પણ ન થાત! પણ શું કરૂં ? મારૂં મન મેનાની અને તમારી વચ્ચે ખેંચાઈ તણાઈ રહ્યું છે ! " આ સાંભળીને ગઢવીએ આનંદ પામતાં હસવા માંડયું, એટલે કુંવરી બોલીઃ " જુઓ ! તમે મારી મશ્કરી કરો છો કે ? એક તો જુરણી નાંખીને ભમાવો

છો, મારી વ્હાલી મેનાને ભુલાવો છો, તેનાથી મને છુટી પાડો છો, અને વળી પાછા મારા નબળા મનની મશ્કરી કરો છો ? એમ કરશો તો હું તમારાથી રીસાઇશ, બોલીશ જ નહિ ! હા, વળી !"

આવું મીઠું રૂસણું જોઇને ગઢવીના અંતરમાં તો આનંદની હેલી વરસવા લાગી. ને બોલ્યોઃ "એમ તે કાંઇ હવે રીસ કરાય ? હું કબૂલ કરૂં છું કે બધો મારો વાંક છે, મારા રૂપનો અને મારા દિલનો વાંક છે, પણ હું હસું છું તેથી તમને ખોટું લાગતું હોય તો નહિ હસું."

"અહા ! હવે તમે મને કેવા ડાહ્યા ડમરા જેવા લાગો છો ? લ્યો, હું મેનાના મુડદાને દૂર મુકું છું, તમારી આજ્ઞા માનું છું. અને તમને વિનતિ કરૂં છું કે હવે આમ છેટે ઉભા રહેવાને બદલે જરા મારી પાસે આવીને તો બેસો !"

આ વેણુ સાંભળતાં તો ગઢવીને રૂંવે રૂંવે આનંદ વ્યાપી ગયો. આટલો બધો તલસાવી તલસાવીને અને આશાને તાંતણે હીંચાવીને છેવટે કુંવરીએ ગઢવીને પોતાની પાસે બેસવાનું કહ્યું, પછી ગઢવીના આનંદમાં શી મણા રહે ?

પૂરાં થયાં રૂસણાં ને વળી બોલે મધુરાં વેણ,
હોઠે હસવાં સોહામણાં ને નાચે કીકી સાથે નેણ. ૨૩૯
મ્હોંએ શરમના શેરડા, ને ચક્કરડી ભમે ગાલ,
તીરછી નજરે ઘાયલ થતો, ગઢવી હાલ બેહાલ. ૨૪૦

ગઢવી તો તુરત મંદિરના ઓટલા ઉપર કુંવરીની પાસે મલકાતો મલકાતો બેઠો અને જ્યાં કુંવરીના ખભા ઉપર હાથ મૂકવા જાય છે, ત્યાં કુંવરી બોલી; "જરા રહો, રાજકુંવર !" ગઢવીને ધ્રાસકો પડ્યો કે પાછું કુંવરીનુ મગજ ચસક્યું કે શું ? પાછી કુંવરી એક બાજુએ મેનાના મુડદાને અને બીજી બાજુએ ગઢવીને ધારી

ધારીને જોવા લાગી અને વિચારમાં પડી ગઇ. ગઢવીને તો હવે ચક્કર આવવા લાગ્યાં. મ્હોંમાં આવેલો અમૃતનો ઘુંટડો ગળી જવાની જ વાર હતી, તેમાં તો તે અધવચ અટકી રહ્યો ! નથી બહાર કાઢી શકાતો કે નથી ગળી જવાતો ! એટલામાં તો કુંવરી એકદમ ઉઠતી દૂર ખસી ગઈ અને બોલી: "બસ, થઈ ચૂક્યું. હવે તો મેં નક્કી કર્યું છે કે તમારી ભુરકીથી ભરમાઇને હું મારી મેનાને ભૂલીશ નહિ ! જ્યાંથી તમે આવ્યા હો, ત્યાં જ પાછા ચાલ્યા જાઓ ! મારે તમારૂં કશું કામ નથી."

ગઢવી તો બેબાકળાની પેઠે આ કારમો ફેરફાર જોઇ રહ્યો અને તે કશું બોલે તે પહેલાં તો કુંવરી ફરીથી બોલી: "હજી કેમ બેઠા છો ? ચાલ્યા જાઓ ! મારી નજરેથી દૂર જતા રહો ! તમારી ખાતર હું મારી મેનાને ભુલવાની નથી, સમજ્યા ?"

મેના મારી લાડકી, બ્હેની કરને તું હવે ન્યાય !
તને તજું કે આ કુંવરને, એ મુજને નહિ સમજાય ! ૨૪૧
તું છોડે તો હું છુંટું ને, તારા વેણે જ બંધાઉં,
તું કહે તો તુજ પાછળે, હું પ્રાણ દઈ છુટી થાઉં. ૨૪૨
બોલ મારી સાહેલડી, કર એક જ વાર ઉચ્ચાર,
તું કહે તેમ હું કરૂં, પરણું કે રહું બાળ કુંવાર. ૨૪૩

ગઢવી બોલ્યો: "હે રાજકુંવરી ! જો મેના જીવતી હોત તો તે બોલત અને તમને જવાબ આપત, પણ મરી ગએલી મેના કાંઇ ન્યાય કરી શકવાની છે અને તમને કાંઇ કહેવાની છે ?" કુંવરી બોલી: "તો પછી હે રાજકુંવર ! તમે જલ્દી પાછા જાઓ ! તમારા ભાગ્યમાં મને પરણવાનું લખ્યું હોય એમ મને લાગતું નથી અને હું તમને પરણવાની પણ નથી. જો મારી મેના પોતાને મ્હોંએ મને

નહિ કહે કે તું ખુશીથી રાજકુંવરને પરણ, તો હું તમને પરણવાની નથી પણ મારી મેનાના મુડદા સાથેજ હું સતી થઇને બળી મરીશ!"

ગઢવીએ મનમાં ધાર્યું કે હવે કુંવરી એકની બે થાય તેમ નથી. તેને વારે વારે મેના સાંભરી આવે છે અને જ્યાંસુધી તેનું મનધાર્યું નહિ થાય ત્યાંસુધી તે પરણવા તૈયાર થવાની નથી. એટલામાં ગઢવીને સાંભર્યું કે પેલા મંત્રની શકિતથી મેનાને સજીવન કરી શકાય તેમ છે અને મેના એકવાર કુંવરીની સાથે બોલે તો પછી કુંવરી મને પરણશે; અત્યારસુધી તો હું એ યુક્તિ જ વિસરી ગયો હતો! આમ મનમાં વિચારીને ગઢવી બોલ્યો: "હે રાજકુંવરી! તમે એ મરી ગએલી મેનાને મોઢે તમારો ન્યાય કરાવવાનું ધારો છો, અને તે કાંઇ બોલવાની નથી, છતાં ધારો કે તે બોલે, પણ તો પછી તમે કાંઇ બીજું બ્હાનું કાઢીને મને પરણવાની ના કહો; ત્યારે શું આ બધી કપટ જાળ પાથરી બેઠાં છો? એકવાર મને વચન આપીને તમે શું પરણવાની હવે નાજ પાડો છો!"

કુંવરી ધ્રુસકે ને ધ્રુસકે રડતી બોલી: "હે રાજકુંવર! તમે આ કેવું બોલો છો? શું તમે મારા દિલડાની વાત જાણતા નથી? તમારૂં અને મારૂં મન એક થઈ ચુકયું છે, તમારી મોહનીએ મને ગાંડી કરી મૂકી છે, અને શું તમે મને કપટ જાળ પાથરતી જુઓ છો? હું નવાં નવાં બ્હાનાં શા માટે કાઢું? જો મારી મેના મને હા કહે તો હું તમને જ પરણું, નહિ તો હું કાંતો બળી મરૂં ને કાં તો બાળકુંવારી રહું. મારે તો મ્હારી મેનાની મરજી જ જાણવી છે. તે હા કહે તો મારૂં મન તો તમને પરણવા તલ પાપડ થઈ રહ્યું છે; પણ તેની મરજી જાણ્યા વિના હું કશું કરવાની નથી."

ગઢવી બોલ્યો "અને મેના બોલે નહિ તો મારે આહીંથી

ચાલ્યા જવું અને તમને પરણવાની આશા છોડી દેવી એમજને ?"
કુંવરી બોલી "હા ! તો તમે તમારે દેશ ચાલ્યા જાઓ ! તમારૂં ભાગ્ય અવળું અને મારૂં ભાગ્ય પણ અવળું, એમ માનીને હું મારી મેનાની પાછળ મારી જીંદગી કુરબાન કરીશ અને જો મેના કહેશે કે તું રાજકુંવરને પરણી લે, તો હું અત્યારથી જ તમારી છું, એમ સમજી લેવું."

"ઠીક ત્યારે!" એમ બોલીને ગઢવીએ મેનાના મુડદા તરફ ધ્યાન ધર્યું અને તુરત જ પરકાયામાં પ્રવેશ કરવાનો મંત્ર ઉચ્ચાર્યો એટલે ગઢવીનો જીવ મેનાના શરીરમાં દાખલ થઇ ગયો અને મેના જીવતી થતી પાંખો ફફડાવવા લાગી! ગઢવીએ ધારણ કરેલો રાજકુંવરનો દેહ મંદિરના ઓટલા ઉપર જ અચેતન થઇને પડયો રહ્યો. ગઢવી જીવતી થએલી મેનાને મ્હોંએ બોલ્યો:

( સોરઠો. )

મેનાકુંવરી સુજાણ, ખુશીથી પરણ રાજકુંવરને,
અંદેશો મ આણ, ભોગવ ભોગ ઉમંગથી ! ૨૪૪

મેનાના મ્હોંમાંથી એ શબ્દો પુરેપૂરા બોલાઇ રહ્યા નહિ, એટલામાં તો ॐ ह्रीं श्रीं क्लीं त्यक्तस्वदेहं कुब्जकारोहं એવો મંત્રનો ઉચ્ચાર સંભળાયો અને ગઢવીએ મંદિરના ઓટલા પર છોડેલું રાજકુંવરનું ખોળીયું એકદમ ઉભું થઈ ગયું ! તે સાથે જ ગઢવીનો જૂનો કુબડો દેહ મંદિરની બાજુમાં ધડાક દેતો પછડાયો ! રાજકુંવરી તો ખડખડ હસતી રાજકુંવરનેજ ભેટી પડી !

મેનાના ખોળીયામાં પેઠેલા ગઢવીને હવે ભાન આવ્યું કે આ તો ખરેખરી સપડામણ થઈ! રાજકુંવરને ઠગીને તેનો દેહ પોતે ધારણ કરી લીધો હતો અને પોતાના કુબડા દેહમાં રાજકુંવરને દાખલ

થવું પડયું હતું, પરન્તુ તે મંદિરમાંજ અગાઉથી આવી છુપાઇ બેઠો હતો અને લાગ મળતાંજ–રાજકુંવરનું ખોળીયું સુનું પડતાંજ તે તેમાં દાખલ થઇ ગયો! હવે મેનાકુંવરીએ મેનાને કહ્યું "ઓ અભાગણી પંખણી! તું જીવતી શામાટે થઇ? તું તો મરેલીજ સારી હતી!" રાજકુંવર મંગળસિંહ બોલ્યો: "એ મેનાને હવે હું મારા પગ હેઠળજ કચરી નાંખવાનો છું! ઓ ઠગારા ગઢવી! હવે તારૂં મોત આવી પહોંચ્યું છે, માટે પ્રભુનું નામ સંભારી લે!"

ગઢવીના જીવે વિચાર્યું કે રાજકુંવર મંગળસિંહ ઉપર પોતે દગો કર્યો હતો, તેનું વેર લીધા વિના તે પોતાને છોડશે નહિ અને મેનાના નાનકડા શરીરને પકડીને તે પળવારમાં ચીરી નાંખશે. તેથી તુરતજ તે મંત્ર ભણતો મેનાના ખોળીયામાંથી પાછો પોતાના જૂના કુબડા દેહમાં પેસી ગયો અને નાસવા લાગ્યો! પણ મંગળસિંહે દોડીને નાસી જતા ગઢવીનું ગળું પકડયું અને મ્યાનમાથી તલવાર કાઢતાંજ તેનું ગળું રહેંસી નાખવા તે તૈયાર થયો. "ઓ નગુણા ગુલામ! ચોરટા ગઢવી! મારી તલ્વાર તારૂં લોહી પીવાને ક્યારની તરસી થઈ રહી છે, માટે મરણ ટાણે પણ જો પ્રભુને સંભારવા હોય તો સંભારી લે! નહિ તો આ તલ્વારનો એજ ઝાટકો તારી અળખામણી કાયામાંથી તને છુટો કરી નાંખશે!"

ગઢવી હાથ જોડીને બોલ્યો: "આપજી! હું એ તલવારનો ઝટકો ખાવાજોગ જ છું, એ વાત ખરી છે. મેં આપને દગો કરીને ફસાવ્યા હતા તે હું ના પાડી શકું તેમ નથી. મારી પામર બુદ્ધિને લીધે હું લાલચમાં લપટાયો; હું મરવાજોગ છું અને ભલે મને મારી નાંખો."

જ્યાં કુંવર હાથ ઉગામવા જાય છે, ત્યાં મેનાકુંવરીએ તેનો હાથ પકડી લીધો અને કહ્યું:

( ચોપાઈ )

વ્હાલમ મારા ધીરા પડો, સહસા એ કારજ મા કરો,
તેનો મુજ પર બહુ ઉપકાર, તેનાથી હું તમને પ્રામી કુમાર.૨૪૫
એ રમકડું જો ન મળ્યું હોત, તો હું મુખ તમ કયાંથી જોત?
હું પર એટલી કીરપા કરો, એને જીવતો રહેવા દીઓ.૨૪૬

આ પ્રમાણે કુંવરીની વિનતિ સાંભળીને કુંવરે ગઢવીનું ગળું છોડી દીધું અને તલ્વારને પાછી મ્યાનમાં ઘાલી દીધી. પછી તેણે ગઢવીને કહ્યું: "હે દુષ્ટ! તું હવે અહીંથી ચાલ્યો જા, અને મારી નજર આગળથી દૂર થા!"

ગઢવીમાં તો હવે કુંવરના મ્હોં સામે જોવાની પણ શક્તિ રહી નહોતી. થોડી વાર પહેલાં પોતે રાજકુંવર હતો અને કુંવરીને પરણુ-વાની અધીરાઇ બતાવી રહ્યો હતો. એ આશાના તો ચુરેચુરા થઇ ગયા, પણ પોતે જીવતો રહ્યો તે માટે પણ કુંવરીનો અને કુંવરનો મોટો પાડ માનતો તે ત્યાંથી ચાલતો થઇ ગયો. મંદિરના બારણાની બહાર નીકળતાં તેણે પાછું વાળીને જોયું પણ નહિ અને કુંવરી તેની એ દશા જોઇને હોઠમાં ને હોઠમાં હસતીજ ઉભી રહી. બહાર નીકળીને ગઢવી આજુબાજુ જોયા વિનાજ જે રસ્તે થઈને રાજકુંવરના વેશમાં આવ્યો હતો તે રસ્તે થઇનેજ પાછો પોતાના કુબડા દેહમાં વિદાય થયો. એજ ઠુંકડો દેહ, એજ કાળી ચામડી, એજ કાન વિનાનું બેડોળ માથું અને એજ મેલાં કપડાં પાછાં પોતાના ભાગ્યમાં જડાઈ ચૂકયાં, એવું વિચારતો તે ચાલ્યો જતો હતો.

રળીયા ગઢવી કયાં જઈ આવ્યા, આ મુઆ ઘરમાં ને ઘરમાં.
મેનાકુંવરીને પરણવા જતાં, ધૂળ ઘાલી જીવતરમાં. ૨૪૭

# પ્રકરણ ૬ ઠું.

(છપ્પા.)

લાગે મીઠી એકાંત, જોગીને જોગ જપંતાં,
લાગે મીઠી એકાંત, ચોરને ચોરી કરંતાં;
લાગે મીઠી એકાંત, પાઠ વિદ્યાર્થી ભણંતાં,
લાગે મીઠી એકાંત, કવિને કવિતા રચંતાં;
વળી એકાંત લાગે મીઠડી, જ્યાં મેળાપ કંથ કામની તણો,
છુટે ગાંઠ દીલડા તણી, પાય પીએ અમીરસ ઘણો. ૨૪૮

ગઢવી ગયો એટલે હવે મંગળસિંહ અને મેનાકુંવરીને એકાન્ત મળી. ગઢવી ઉપરનો કુંવરનો ક્રોધ કુંવરીના મ્હોં સામે જોતાંજ ઉતરી ગયો અને જેમ શેરડીના તાજા રસનો ભરેલો વાડકો પીતાં કાળજામાં ઠંડક ઠંડક થઇ જાય, તેમ કુંવરીના મુખ રૂપી ચંદ્રમાને જોતાં તેના દિલમાં ઠંડક ઠંડક થઇ ગઈ. ગઇ કાલે કુંવરે મેનાકુંવરીને જોઇ હતી અને આજે એજ મેનાકુંવરી તેની નજરની સામે હતી. પણ ગઈ કાલનું જોવું જુદું હતુ અને આજનું જોવું જુદું હતું. ગઇ કાલે કુંવરના મનમાં ભૂત ભરાયું હતુ કે કુંવરી તો દગાખોર છે, અને આજે કુંવરના મનમાંથી એ ભૂત નાસી ગયું હતું, અને તેને બદલે હેતનાં ઝરણાં ફુટીને તેની શેડો ઉડતી હતી. ગઈ કાલે કુંવરી તેને બહુએ મનાવતી હતી અને કુંવરને તેની સાથે બોલવું પણ ગમતું નહતું અને આજે કુંવરી સાથે હેતાળા હૈયાની કાંઈ કાંઇ વાતડીઓ કરવાનો ઉભરો ચડયો હતો. ગઇ કાલે તેની પ્રેમની તરસ મરી ગઇ હતી અને આજે તેને એમ થતું હતું કે હું પ્રેમરસ પીતાં પણ ધરાઇશ નહિ!

( દોહા. )

એજ કુંવર ને કુંવરી, વળી એજ મંદિર મોઝાર,
એજ ટાણુંઆજ કાલનું, પણ કેટલો બધો ફેરફાર. ૨૪૯
કાલ તો અમૃત વમી ગયું, વ્યાપ્યું રગરગ અમૃત આજ,
રોષ મનડાનો પલટીને, થયો આજ પ્રેમનો સાજ. ૨૫૦

કુંવરી મંદિરના ઓટલા ઉપર જઇને બેઠી અને કુંવર તેની સામે જોતો મૂગો ઉભો રહ્યો. કુંવરીની આંખો નીચી ઢળી રહી છે અને જાણે કે પોતાના પગનાં આંગળાંને લગાવેલો મેંદીનો રંગ કેવો ખીલી ઉઠયો છે તે જોઇ રહી હોય અને મનમાં મલકાઈ રહી હોય તેમ બેઠી છે. કુંવર જોઇ રહ્યો છે કે હવે રહી રહીને કુંવરી શરમાવા લાગ્યાં છે, એટલે તે તેની સામે કશું બોલ્યા વિનાજ જોઈ રહ્યો છે. એમ તો વખત વીતી જવા લાગ્યો પણ કુંવરી તો પોતાના સાળુના પાલવ સાથે રમત કરતી નીચી નજર ઢાળીને બેસીજ રહી અને કુંવર તેની સામે જોતોજ ઉભો રહ્યો. કુંવર અધીરો થવા લાગ્યો પણ પહેલાં કુંવરી પોતાને બોલાવે તો ઠીક એવી તે રાહ જોઇ રહ્યો હતો અને કુંવરી તો જાણે એક કાષ્ઠની પૂતળી બનીને બેઠી હોય તેવી રીતે બેસી રહી. કુંવર વિચારવા લાગ્યો કે—આ કેવી નવાઈની વાત ! અત્યારસુધી તો બોલતાં થાકતી નહોતી અને હવે તો જાણે કુંવરીના મ્હોંમાં જીભજ નથી ! બેઉ જણાં એક બીજાના બોલાવવાની રાહ જોઇ રહ્યાં છે, તેથી કોઇ કશું બોલતું નથી. એમ કરતાં એક ઘડી વીતી ગઈ, પણ ન કોઈ બોલે કે ચાલે ! હવે કુંવરે વિચાર્યું કે કુંવરી શરમાય છે અને એ તો સ્ત્રી છે, અને પોતે પુરૂષ છે, માટે પોતેજ સૌથી પહેલાં તેને બોલાવે તો તેની શરમ છૂટે. આથી કુંવર તેની પાસે ગયો અને મ્હોં મલકાવીને કુંવરીના ગળામાં હાથ નાંખી બોલ્યોઃ

( દુહો. )

સુંવાળી શેવાળથી ને વળી કરવતથીય કઠોર,
જીભ તમારી ન બોલતી, છુપાઇ ગઈ કયે ઠોર. ૨૫૧

આ સાંભળતાં જ કુંવરી કુંવરનો હાથ પોતાને મળેથી તરછોડતી એકદમ ઉઠી અને દૂર જઇને બેઠી. હવે કુંવરના સમજવામાં આવ્યું કે કુંવરી શરમાતી નથી પણ રીસાઈ છે. જ્યાંસુધી કુંવરી મનાય નહિ ત્યાંસુધી તે કુંવર સાથે બોલે તેમ નહોતું અને કુંવર તેની સાથે પ્રેમની વાતો કરવાને અધીરો થઇ ગયો હતો. કુંવર પાછો તેની પાસે ગયો અને બોલ્યોઃ " હે કુંવરી ! શું તમને મારા પર રીસ ચડી છે ? મારો જો કાંઇ વાંક હોય તો કહો, એટલે મને મારા વાંકની સમજ પડે ! " પણ કુંવરી તો મ્હોં ચડાવીને બેઠી હતી તેમ ને તેમજ બેસી રહી.

( છપ્પા )

માનની કેરૂં માન, તોડાવ્યું સહજ ન તૂટે,
માનની કેરૂં માન, હીરની ગાંઠ ન છૂટે;
માનની કેરૂં માન, મેરૂ પર્વતની ટોચે,
માનની કેરૂં માન, દેવ પણ તેને ન પહોંચે,
માનની તે અભિમાનિની, મનાવવી મુશ્કેલ છે,
કંઇ મરદોનાં માન પણ, માનનીએ મુકવેલ છે. ૨૫૨

મંગળસિંહ કુંવરના ધ્યાનમાં આવ્યું કે કુંવરીને મનાવવાનું કામ ઘણું કપરૂં છે. પણ હવે મનાવ્યા વિના છૂટકો નથી. તે બોલ્યોઃ " હે મેનાકુંવરી ! તમે મારી સાથે રૂસણું લીધું છે, પણ તેથી મારૂં કાળજું કેવું કપાઇ જાય છે, તેનો તમને વિચાર હોય એમ લાગતું નથી. ખરેખર, બૈરાંના હૈયાં કાળમીંઢ જેવાં કઠોર હોય છે.

મેનાકુંવરી બોલીઃ "હં, પહેલાં કરવત જેવી જીભ કઠોર કહી અને હવે કાળમીંઢ જેવું હૈયું કઠોર કહ્યું. હવે જે કાંઇ ગાળો દેવી હોય તે દઇ લ્યો; જોજો કાંઇ બાકી રહી ન જાય."

"ઓહોહો! એ જ તમારા રોષનું કારણ છે? ત્યારે તો લ્યો હું મારી ભૂલ સુધારૂં." એમ કહેતો કુંવર પાછો કુંવરીની પાસે બેઠો અને તેના ગળામાં હાથ નાંખીને કુંવરીના માથાને પોતાની છાતી સાથે દબાવતો બોલ્યોઃ

(દોહો)

અમૃત વેણ ઉચારતી ને વળી કરે ન કો દી ભૂલ,
રંગે ગુલાબી જીભડી, જાણે સાચું ગુલાબનું ફુલ. ૨૫૩

આ સાંભળતાં તો કુંવરીને વળી વધુ ગુસ્સો ચડયો અને તે કુંવરનો હાથ તરછોડતી બોલી, "જાઓ, જાઓ, તમે તો મારી નિંદા જ કરી રહ્યા છો. ગુલાબના ફૂલના જેવા મારી જીભમાં કાંટા ઉગ્યા છે, એમને?"

"ઓ પરમેશ્વર! આ તો વળી મેં જૂદી જ ભૂલ કરી! હવે શું કરવું?" એમ વિચારતો કુંવર બોલ્યોઃ

અનેક વાંક મારા થયા, કુંવરી ભૂલી તમે તે જાવ,
ચીરી જુઓ આ દીલડું, તેમાં પડયા છે ઉંડા ઘાવ. ૨૫૪
તમ માટે દુઃખ મેં સહ્યું, ને વળી તમ દુઃખનો એ ન પાર,
પ્રેમ તમારો મેં પારખ્યો, ત્યારથી નહિ ચેન લગાર. ૨૫૫
ક્ષણનું તમારૂં રીસામણું, કંઇ જુગ જુગ જેવું જણાય,
દિલ ખોલી કરો વાતડી, તો મને શાન્તિ થાય. ૨૫૬

આ સાંભળીને મેના કુંવરી કહે છેઃ

ભોળા દીલના રાજવી, તમે વહેમી ને વળી રીસાળ,
તમ શું દીલ નહિ ખોલીયે, રખે કુટવું પડે કપાળ. ૨૫૭

હે રાજાજી! તમે તો એવા ભોળા છો કે ઘડી વારમાં વહેમાઈ જાઓ છો અને ઘડી વારમાં રીસાઇ જાઓ છો એવા રીસાળવા છો, તો તમારી સાથે દીલ ખોલીને શી વાતો કરીએ? રખેને પાછળ કપાળ કુટવાનો વારો આવે.

હવે મંગળસિંહ કહે છે—

રીસ કરી બેઠાં સુંદરી, ને વળી મુજને કહેતાં રીસાળ;
આવો ન ન્યાય ક્યાંય દેખીયો, કે ચોર દંડે કોટવાળ. ૨૫૮

મેનાકુંવરી કહે છે:

સાન કરી સમજાવીયા, તમે ઉલટા કીધા અરથ;
વેણનાં બાણ મને મારીયાં, ન પ્રીછયો પ્રેમ પદારથ. ૨૫૯

હવે કુંવરે કહ્યું:—

પ્રેમ પદારથ જાણીયો, જોતાં તમને પહેલી જ વાર,
પ્રેમનો પાઠ પઢાવીયો, તમ લોચનીયે નિરધાર. ૨૬૦
પ્રેમના ગુરૂ તમે કુંવરી, ને હું તો તમારો શીષ્ય,
હવે તમને શોભે નહિ, મુજશું આવડી રીસ. ૨૬૧

આ શબ્દો સાંભળતાં મેનાકુંવરી શરમાઇ ગઇ અને મનમાં વિચારવા લાગી કે આ મોટો રાજકુંવર મને પ્રેમનો ગુરૂ માને છે અને પોતાને શિષ્ય માને છે, તોય હવે મારે રીસ છોડી દેવી જોઇએ. સ્વામી તો માથાના મુકુટ કહેવાય અને તે આટલી બધી આજીજી કરે, તો સ્રીને પાપ થાય, એમ વિચારીને કુંવરી ખડખડાટ હસતી વહાલથી કુંવરને બાથ ભરીને વળગી પડી અને બોલી:

સ્વામીનાથ તમે માહરા, ને વળી માથા કેરા મુગટ;
આવાં વેણ ન ઉચરો, હું શરમાઉં મનઘટ. ૨૬૨

ખમા કરો શાણા રાજવી, મેં કીધાં જો કડવાં વેણ,
હેવ તમે ને દાસી હું, ઉંચાં કરો અમીઝરાં નેણ. ૨૬૩

કુંવરીનો પ્રેમ હવે ઉભરાવા લાગ્યો તે જોઇને કુંવરના આનંદનો તો પાર રહ્યો નહિં. બેઉ એક બીજાને વળગીને હૈયે હૈયાં દાબી એકરૂપ બની જાય છે. આંખમાં પ્રેમનાં ઝરણાં વહે છે, ઓઠમાંથી અમૃત ઝરે છે અને એક બીજાં પીતાં ધરાતાં નથી, ગાલમાં જાણે સુંદર ગુલાબનાં ફુલની પાંદડીઓ પથરાઈ છે, જેના ઉપર ચુંબન લેતાં બેઉનાં રૂંવેરૂંવાં ખડાં થઇ જાય છે. કુંવરીનાં ખીલેલાં સ્તન જ્યારે કુંવરના હૈયા સાથે દબાય છે ત્યારે નાના સુંવાળા ફુલના ગજરા જાણે દબાતા ને પાછાં ફુલતા ન હોય એવો અનુભવ થાય છે. પ્રેમના તાનમાં કુંવર કુંવરીના ગાલપર ચુંટી ખણે છે, પણ તેથી કુંવરીને જરાએ દુઃખ થતું નથી અને ઉલટું સુખ થાય છે. તેથી હસી પડીને કુંવરી કુંવરના વાંસા ઉપર મૂઠી મારે છે; પણ કુંવરને તો લાગે છે કે જાણે પોતાના વાંસા ઉપર ઉંચેથી ફુલનો દડો પડ્યો! રાજા કુંવરીના માથાના સુંવાળા કેશ ઉપર હાથ ફેરવીને છુટી પડેલી લટો સાથે રમત કરે છે, ત્યારે કુંવરી કુંવરના ખોળામાં સૂઇને એકી ટશે તેના મનોહર મુખડાને જોઇ રહે છે.

આ પ્રમાણે ગુલતાનમાં બહુ વખત વીતી ગયો, પણ આ બેઉ પ્રેમી પંખીડાંને ભાન નથી કે હવે સાંજ પડવાનો વખત પાસે આવતો જાય છે; તેમજ કુંવરીને પણ યાદ રહ્યું નથી કે પોતે પોતાની દાસી અને બીજાં માણસોને બહાર મુકીને આવી છે, બિચારો પૂજારી પણ બહાર જ બેસી રહ્યો છે, અને માતાજીની એકાંત પૂજાનું બ્હાનું કાઢીને પોતે આવી છે, તો બહુ વખત થઇ જશે તો કોઇ તપાસ કરવા આવી પહોંચશે. પણ એટલામાં ગાયોનાં ધણ ગામ ભણી

વાળતાં રબારીઓના હોકારા તેના સાંભળવામાં આવ્યા, એટલે તે ભાનમાં આવી અને એકદમ કુંવરના ખોળામાંથી પોતે ઉઠી જઇને બોલી: "કુંવરજી ! તમારે માટે હું ભોજન લાવી છું, તે તમે જમી લ્યો, કારણકે સાંજ પડવા આવી છે એટલે હવે મારે ઘેર જવું જોઇશે."

કુંવરે હવે વિચાર્યું કે હું જો ઝટ ખાઇ લઇશ, તો કુંવરી ઝટ ઘર તરફ પાછી ચાલી નીકળશે, માટે જો હું રીસાઉં તો તેને અહીં વધારે વખત રહેવું પડશે ને એ રીતે ઝાઝો વખત ભેગાં રહેવાનું સુખ મળશે. આમ વિચારીને કુંવરે કશો જવાબ આપ્યો નહિ. કુંવરીએ ફરીથી કહ્યું કે "મેં કહ્યું તે તમે સાભળ્યું કે નહિ? ઉઠો, હાથ ધુઓ, અને માતાજીના મંદિરમાં મેં થાળ મૂક્યો છે ત્યાં પધારીને ભોજન કરી લો."

કુંવરે મ્હોં ચડાવીને કહ્યું: "મને ભૂખ લાગી નથી, એટલે મારે ખાવું નથી."

કુંવરી બોલી: "ભૂખ ન લાગી હોય તો પણ બે કોળીયા ખાઇને મારા થાળને પાવન કરો; કોઇ પણ ઉપાયે હું તમને ખવડાવ્યા વિના રહેવાની નથી."

કુંવર બોલ્યો: "પણ ભૂખ ન હોય તે શી રીતે ખાય?"

કુંવરી બોલી:

( દોહો )

જુઠાં વેણુ મ બોલીયે, તમે ભૂખ્યા રહ્યા મુજ મહોલ,
ખાંતે ભોજનીયાં કરો, અવળા મ બોલો બોલ. ૨૬૪

કુંવરી કહે છે કે-તમે ગઢવીને વેશે મારે મહેલે આવ્યા હતા ત્યારે તમે પૂરૂં ખાધું ન હોતુ અને ભૂખ્યા રહ્યા હતા, માટે ભૂખ

નહીં હોવાનાં જૂઠાં વેણુ બોલ્યા વિના ભોજન કરી લો. આ સાંભળીને કુંવરને રીસ ચઢી અને તે મનમાં બોલ્યો કે કુંવરી મને જૂઠાબોલો કહે છે તો હવે મારે ખાવું જ નહિ. એમ વિચારીને કુંવર તો આઘે જઇને મ્હોં આડું કરીને બેઠો. કુંવરી હવે વિચાર કરે છે કે-કુંવરને પોતાના વેણુથી ખોટું લાગ્યું તો હવે શું કરૂં ? પછી કુંવરી કુંવરની પાસે ગઇ અને તેના ગળામાં હાથ નાંખીને બોલીઃ

શીદ રીસાઓ રાજવી, શીદ મુખડું કરો ઉદાસ,
રીસ તમારી ન્યાળતાં, મારા મનને થાયે ત્રાસ. ૨૬૫
મૂઇ હું નાર અવિચારણી, કે બોલી કડવાં વેણુ,
વ્હાલો મારો દુખડે ભર્યો, જેનાં રાતાં રાતાં નેણુ. ૨૬૬

કુંવરી બહુ બહુ કહે છે, કુંવરને સમજાવે છે, પણ કુંવર રીસ છાંડતો નથી અને કશું બોલતોએ નથી. હવે તો કુંવરીની આંખોમાં પણ આંસુ આવી ગયાં,

( ચોપાઈ )

કુંવરી કાલાવાલા કરે, પણ કુંવર તો આડી નજરો કરે,
અલબેલો છાંડે નહિ રીસ, કુંવરી વિલખે નમાવી શીષ. ૨૬૭
આંખ થકી આંસુડાં ઝરે, અબળા બહુ અફસોસજ કરે,
અંતર હેત ઝણેણ્યા કરે, પણ સામું જોયું નહિ કુંવરે. ૨૬૮

કુંવર રીસાયો છે, અને બોલતો નથી, પણ કુંવરીના અંતરમાં હેતના ફુવારા ઉડી રહ્યા છે તેથી તેને કુંવર ઉપર ક્રોધ આવતો નથી પણ તે તેને મનાવવા માટે ફાંફાં મારે છે. ઘણાં વાનાં કર્યાં છતાં કુંવર બોલ્યો જ નહિ એટલે તે નિરાશ થઇ ગઇ અને મુંઝાવા લાગી. મનનો માન્યો સ્વામી તેજ પોતાનો સાચો સ્વામી અને તે

પોતાની સાથે અબોલા રાખે તો પછી બળ્યો પોતાનો અવતાર એવું માનીને કુંવરી કુંવર પાસેથી ઉઠી અને રડતી રડતી માતાજીની મુર્તિની સામે જઇને ઉભી અને બોલીઃ "હે માતાજી ! મારો વ્હાલમ મારી સાથે બોલતો નથી અને મારી સામે જોતોએ નથી ! મારા અવતારને ધિક્કાર છે અને હે માજી ! તારા મંદિરની છાયામાં મેં કુંવરને મારૂં દિલ અર્પણ કર્યું અને તે મને નિરાશ કરે છે, તો તને પણ ધિક્કાર છે !" એમ કહી માતાજીની મૂર્તિના હાથમાંથી ત્રિશૂળ લઇને કુંવરી જયાં પોતાની છાતીમાં મારવા જાય છે, ત્યાં કુંવરે દોડીને તેનો હાથ ઝાલી લીધો.

( દોહા )

હાથ મ ઝાલો રાજવી, મનડું ઉભરાઇ જાય,
હાથ ઝાલ્યો નવ જાળવો, પછી મન કયાં વિસામો ખાય. ૨૬૯
સ્વામીના ખોળા તણી, છંડી મેં તો આશ,
સુવા જઉં માતાજીના ખોળે નાખી નિસાસ. ૨૭૦

કુંવર બોલ્યોઃ

પ્રાણ નહિ એમ છંડીયે, કુંવરી બાળાં ભોળાં ન થવાય,
હેત હુલામણી રીસનો, અનરથ એમ ન થાય. ૨૭૧
ખાંતે ખોળામાં સુવાડીને ખાજાં ખાંડ ખવડાવું,
કુંળા તમારા કર થકી કોળીયા હું પણ ખાઉં. ૨૭૨

કુંવરી બોલીઃ

આઘા રહો અલબેલડા, તમે ખોઇ તમારી પતીજ,
મુજ પાસે નવ ઢુકશો, નહિ તો ચડશે મુજને ખીજ. ૨૭૩

કુંવર બોલ્યોઃ

ખીજ ખમીશું ખાંતથી, ભલે ઉપરથી દેજો ગાળ,
ખીજને ખાજાં માનશું, ને ગાળને ઘીની નાળ. ૨૭૪

કુંવરીએ વિચાર કર્યો કે હવે કુંવર પસ્તાય છે તો હવે તેને બહુ પજવવામાં સાર નથી, નહિતો વળી તે કોપાયમાન થશે તો હું શું કરીશ? એ પરદેશી રાજકુંવરને હું મારૂં મન તો આપી ચૂકી છું એટલે હું તેની થઇ ચૂકી છું, તે કાંઇ બીજાની થવાની નથી, તો હવે માની જવું. આમ વિચારીને કુંવરી ખોટી રીસ કરતી બોલી:

બળી તમારી રીસ ને આ બળી તમારી ટેવ,
ઢોંગ–ધતૂરા બહુ કરો, એવી તે કેવી કટેવ. ૨૭૫
એક હાથે મારો ઝાટકો, બીજે હાથે ચડાવો ફૂલ,
ભોજન કરો હવે ભાવતાં, મારા પ્રેમ તણું એ મૂલ. ૨૭૬
એક ન ભોજન તરછોડીયે, બીજી ન છંડીયે નાર,
તરછોડીયે કદી નહિ, ભોળાં બાળ ગોપાળ. ૨૭૭

કુંવર બોલ્યોઃ "હા, હા, પણ હું કયાં ભોજન કરવાની ના કહું છું? ચાલો, ચાલો, મને પણ હવે તો બહુ ભૂખ લાગી છે!"

આ સાંભળીને કુંવરી ખડખડાટ હસી પડીને બોલીઃ "વાહ કુંવરજી વાહ! ઘડી પહેલાં કહેતા હતા કે મને ભૂખ લાગી નથી અને હવે વળી કહો છો કે મને બહુ ભૂખ લાગી છે! આ તે કેવી તમારી ભૂખ અને કેવા તમારા ઢોંગ?"

કુંવર બોલ્યોઃ "અરેરે, મેનાકુંવરી! તમે હજી ન સમજયાં? પહેલાં તો મને ભૂખ જ નહોતી, કારણકે તમારા નેનરસથી જ હું ધરાઇ ગયો હતો, પણ તમે માતાજીનું ત્રિશૂળ ઉપાડીને તમારા

કાળજામાં મારવા માંડયું કે તુરત જ મારી ભૂખ ઉપડી! હવે સમજ્યાં?"

કુંવરી આંખોના અણસારા કરતી બોલી કે "હા, હા, તમારા એ ચેનચાળા હું સમજું છું!"

પછી બેઉ જણાં માતાજીની સામે બેઠાં અને કુંવરે કુંવરીના ગળામાં હાથ નાંખી તેને પોતાના ખોળામાં સુવાડી અને ભોજનના થાળમાંથી ખાજાનો એક કકડો લઇ કુંવરીને ખવડાવવા માંડયો, પણ કુંવરીએ મ્હોં બંધ કરી દીધું! કુંવર બોલ્યો કે તું મારા હાથથી નહિ ખાય તો હું ખાવાનો નથી. કુંવરી સામો જવાબ આપવાને મ્હોં ઉઘાડવા જાય છે, ત્યાં કુંવર તેના મ્હોંમાં ખાજાનો કકડો મૂકવા માંડે છે એટલે કુંવરી પાછું મ્હોં બીડી દે છે! આ પ્રમાણે વારંવાર કુંવરી બોલવા જાય છે પણ કુંવર ખવડાવવા જાય છે અને કુંવરી કશું બોલી શકતી નથી અને કુંવરને સામો જવાબ આપી શકતી નથી! કુંવરીની આંખો હસી રહી છે, કુંવર પણ કુંવરીને વારંવાર મ્હોં બીડતી જોઇને હસે છે. આ પ્રમાણે વખત જાય છે પણ કોઇના મ્હોંમાં એક પણ બટકું જઇ શકતું નથી. છેવટે કુંવરી પોતાના મ્હોં આડે હાથ દઇને બોલી: "કુંવરજી! તમે મારા નાથ છો અને હું તમારી અર્ધાંગના છું, તો જ્યાંસુધી તમે પહેલું બટકું નહિ ખાઓ, ત્યાંસુધી હું ખાવાની નથી. પતિને ભોજન કરાવ્યા વિના જે સ્ત્રી ભોજન કરે તે પાપણી કહેવાય અને તેનો નરકમાં વાસ થાય; માટે પહેલાં તમે એક બટકું મારા હાથથી ખાઓ, તો પછી હું તમારા હાથથી ખાઇશ."

પછી એ પ્રમાણે પહેલાં કુંવરે કુંવરીના હાથથી બટકું ખાધું એટલે પછી કુંવરીએ ખાધું. એ પ્રમાણે આનંદ કલ્લોલ કરતાં બેઉ જણાં એક બીજાના મ્હોંમાં બટકાં મૂકે છે, વાતો કરતાં જાય છે,

હસતાં જાય છે અને પ્રેમનાં અડપલાં પણ કરતાં જાય છે. કુંવરી કહે છે—

અડપલાં તમે નવ કરો, કુંવર ચતુર સુજાણ,
આપણ વચ્ચે હજી આંતરો, તે ભૂલો ન મારા પ્રાણ. ૨૭૮
મનથી આપણે પરણીયાં, તનથી અધૂરાં લગંન,
ચોરીએ ફેરા ફરો, પછી મનથી થશું મગંન. ૨૭૯

આ સાંભળીને કુંવર બોલ્યો:—"અરે! હજી શું ફેરા ફરવાના વળી બાકી રહ્યા છે?"

મનડાથી મનડું મળ્યું, લીધ દીધ પ્રેમની લ્હાણ,
એહ બિચારી ચોરીને, હૈયાંની શી પિછાણ? ૨૮૦

કુંવરી બોલી:-"કુંવરજી! મનના અને તનના ધરમ જૂદા જૂદા છે. મન તો પવન વેગી છે, પણ તન તો જુજવાં છે, માટે મન અને તન એક કરવાં હોય તો ધરમને મારગે ચાલવું જોઇએ."

કુંવરે કહ્યું:—"ત્યારે હવે ચોરીની ગોઠવણ શી કરવી છે?"

કુંવરી બોલી:—"સાંભળો! લાટદેશના રાજા સાથે મારાં મા-બાપ મને પરણાવવા ઇચ્છે છે તે રાજા ચાર દિવસ પછી આવવાનો છે, અને લગનના દિવસને પણ તેટલીજવાર છે. આજથી ચોથે દિવસે રાત્રે મારૂં લગન થવાનું છે, પણ તમે ત્રણ દિવસ પછી ચોથા દિવસના પરોઢમાં તમારા માણસો, ઘોડા, રથ, બધું લઇને આ મંદિરની પાસે હાજર રહેજો અને લગ્નની વિધિ કરાવનાર બ્રાહ્મણને પણ સાથે તેડતા આવજો."

કુંવર બોલ્યો: "અહો! ત્યારે તો હજી ત્રણ દિવસની વાર!" એમ બોલતાં કુંવર નિરાશ થઈ ગયો. તેનું મ્હોં પડી ગયું.

કુંવરી બોલીઃ "મારા નાથ! એમ નિરાશ થશો નહિ. ચાર દિવસ જોતજોતાંમાં જતા રહેશે."

( સોરઠો. )

બોલ્યા પાળશું બોલ, અધીરા મ થશો કુંવરજી!
વચનથી દીધા કોલ, માતાજીની શાખ છે. ૨૮૧

એ પ્રમાણે કુંવરીએ કોલ દીધો અને કુંવરે ઝીલ્યો. સાંજ તો પડી ગઇ અને અંધારૂં થવા લાગ્યું. કુંવરી અને કુંવરે હવે ત્યાંથી છૂટાં પડવું જોઇએ, પણ એક બીજાની સામે જોઇ રહે છે અને છૂટાં પડતાં મન માનતું નથી. 'જાઉં છું' કહેતાં કુંવરીનું મન ભરાઈ આવે છે અને 'ભલે' કહેતાં કુંવરના કંઠે ડુમો ભરાઇ આવેછે. છેવટે મન કઠણ કરીને બેઉ છૂટાં પડયાં. કુંવર મંદિરમાંથી નીકળીને નદીની બાજુએ ચાલ્યો ગયો અને કુંવરી પોતાનાં માણસો બેઠાં હતાં તે બાજુએ ચાલી ગઈ. દાસીએ પૂછ્યું; "કુંવરીબા! આજ તો પૂજા કરતાં બહુ મોડું થઈ ગયું." કુંવરીએ કહ્યું; "હા, આજ તો પૂજામાં મારૂં મન એવું પરોવાઇ ગયું કે મને વખતની ખબરજ ન રહી."



## પ્રકરણ ૭ મું.

( દોહરો. )

જયા વિચારે મન વિષે, શાણો છે શિવાનંદ,
પરણે મુજને પ્રીતથી, તો થાય અધીક આનંદ. ૨૮૨

ધર્મશાળામાં શિવાનંદ અને જયા એકલાં છે. જયા હજી કુંવારી છે તેને હવે વિચાર થયા કરે છે કે મારી ઉમર પરણવા

લાયક થઈ છે અને હજીસુધી હું પરણી નથી. આ વિપ્ર શિવાનંદ જુવાન છે, કુંવારો છે, વિદ્વાન છે અને ડાહ્યો છે, તે જો મને પરણે તો મારૂં જીવતર સફળ થાય. પણ શિવાનંદની પાસે પોતાના મનની એ વાત ઉચ્ચારતાં જયાની હિંમત ચાલતી નથી. એક બાજુએ શિવાનંદ બેસી રહ્યો છે અને બીજી બાજુએ જયા નવરી બેઠી વિચાર કર્યા કરે છે. કોઇ કાંઇ વાતચીત કાઢતાં નથી અને એક બીજાની મરજાદ રાખી રહ્યાં છે. કેટલીક વારે શિવાનંદ બોલ્યો "જયા, હવે થોડા દિવસમાં અમારે દેશ તરફ પાછા વળવાનું થશે, એટલે અમે તને તારા બાપને ગામ મૂકતાં જઇશું હોં. તને અહીં ગમતું નહિ હોય, પણ તું હવે મુંઝાઇશ નહિ."

જયા શરમાતી નીચું મ્હોં ઘાલીને બોલી: "મને તો અહીં ગમે છે; તમે મારી ચિંતા કરશો નહિ."

શિવાનંદ બોલ્યો: "તને ગમતું હોય તો વળી બહુ સારૂં. એટલી અમારી ચિંતા ઓછી. પણ તને તારી માને મળવાનું મન તો થતુંજ હશેને!"

જયા બોલી: "એવું કાંઈ નહિ." જયા આગળ કાંઇ બોલવા જતી હતી પણ શરમની મારી તે મ્હોં ઉંચું લઈ શકી નહિ અને વધુ બોલી શકી નહિ.

શિવાનંદ સમજ્યો કે જયાના મનમાં માયા જાગી છે. તે બોલ્યો: "જયા ! તું અમારી સાથે અમારા દેશમાં આવીશ ? અમે તને સારી રીતે રાખીશું અને તારી ઇચ્છા હશે તો તારાં માબાપને પણ ત્યાં બોલાવીશું."

જયા બોલી: "એમ તો હું ન આવું. તમે બ્રાહ્મણના દીકરા છો ને હું પણ બ્રાહ્મણની દીકરી છું: મારો ને તમારો ધર્મ જળવાય એવું કરો તો હું આવું."

શિવાનંદ સમજી ગયો કે જયાનું મન પોતાની સાથે લગ્ન કરવાનું છે. પૂર્વભવનો સંબંધ હોવાથી શિવાનંદને પણ જયા જેવી અર્ધાંગના પોતાને મળે એવી ઇચ્છા થઇ હતી, પરન્તુ કુંવારી કન્યાને મોઢે એવી વાત કરતાં તે અચકાતો હતો. હવે જયાના મનની વાત જાણી લેવાથી તેને આનંદ થવા લાગ્યો. તે બોલ્યોઃ

તું કન્યા સુલક્ષણી, ને હું બ્રાહ્મણ કુમાર,
અગ્નિશાખે પરણીયે, તો ધન્ય આપણ અવતાર. ૨૮૩

જયાનું મન તો પરણવાનું હતું, પરંતુ શિવાનંદને મ્હોંએથી પરણવાની ખુલ્લી વાત સાંભળીને જયા લજાઈ ગઇ, થોડી વાર સુધી તો તે કશું બોલી નહિ, એટલે શિવાનંદ ઉઠીને જયાની પાસે ગયો અને બોલ્યોઃ "જયા! તું કેમ કશું બોલતી નથી? આપણે બેઉ સાથે રહીએ અને આપણો ધર્મ જળવાય તેનો માર્ગ તો એજ છે કે આપણે બેઉ જણાં પરણીએ. બોલ હવે તારો શો વિચાર છે?" હવે જયા બોલીઃ

તમે પરદેશી પંથીડા, હું બાળી ભોળી નાર,
અંતર મારૂં થરથરે, હે બ્રાહ્મણ કુમાર. ૨૮૪

પછી શિવાનંદે જયાને ધીરજ આપી અને સોગંદ લીધા કે-હું પરદેશી છું, પણ મારે માબાપ એક છે તેમ ધર્મ પણ એક છે, જો તારી ઇચ્છા હોય તો આપણે સૂર્યદેવની શાખે પરણવાના કોલ આપીએ, અને પછી અગ્નિદેવની શાખે લગ્નની વિધિ કરીશું.

જયાને પણ તેજ જોઇતુ હતુ, પરન્તુ સ્ત્રીની જાત શરમાળ હોય છે, એટલે મ્હોંથી કાંઇ બોલે? તેણે તો કશો જવાબ દીધો નહિ, પણ શિવાનંદ સમજી ગયો તે ચૂપ રહે છે તેમાં જ તેની તેવી મરજી છે એવો જવાબ રહેલો છે.

અણુબોલ્યે અવગુણ ઘણા, પણ મોટો ગુણ છે એક;
મન માને મુખ ના વદે, ત્યાં હાકાર વિશેક. ૨૮૫

એ પ્રમાણે જયાના મનમાંનો હાકારો શિવાનંદ સમજી ગયો અને સૂર્યની સામે હાથ જોડીને તે બોલ્યોઃ "હે તેજના ધારણહાર સુરજ દેવતા! આ બ્રાહ્મણ કન્યાને હું તમારી શાખે પરણવાનું વચન આપું છું, તે મારૂં વચન પૂરૂં કરજો." જયા મ્હોંથી કાંઇ બોલી નહિ પણ મનમાં તેણે પણ સૂર્યદેવને નમસ્કાર કરીને કહ્યું: "હે દેવતા! આ શિવાનંદને પરણવાની મને અભિલાષા છે તે પૂરી કરજો."

એટલામાં તો પડી ગએલે મ્હોંએ રળીયો ગઢવી ત્યાં આવી પહોંચ્યો. શિવાનંદની નજર તેની ઉપર પડી. થોડી વાર પહેલાં જ ગઢવીને તેણે ધમકાવીને કાઢી મેલ્યો હતો. મંગળસિંહ કુંવરને કુવામાં પાડીને મારી નાખવાનું તેણે કપટ કર્યું હતું તેથી કુંવરની ઇચ્છાથી જ તેણે ગઢવીને ભૂખ્યો ને તરસ્યો હાંકી કાઢયો હતો. તે વખતે તો ગઢવીના દેહમાં રાજકુંવરનો જીવ હતો અને રાજકુંવરના દેહમાં ગઢવીનો જીવ હતો; પરન્તુ અત્યારે એ બેઉ જીવ અદલબદલ થઇ ગયા હતા એટલે ગઢવીના દેહમાં ગઢવીનો જ જીવ હતો. ગઢવીને ફરીથી પાછો આવેલો જોતાં જ શિવાનંદનો કોપ ઉછળ્યો અને તે હાથમાં લાકડી લઇને તેની સામે દોડયો. ગઢવી તો બેઉ હાથ જોડીને ત્યાંજ ઉભો રહ્યો અને બોલ્યોઃ "શિવાનંદ મહારાજ! એક વાર તમે મારી વાત સાંભળો, પછી ભલે તમારે મને મારવો હોય તો મારજો."

શિવાનંદ તો એની વાત સાંભળવા ઇચ્છતો જ નહોતો. તે લાકડી ઉગામતો બોલ્યો કે–"તને કુંવરે રજા આપી છે એટલે હવે

મારી તારી વાત સાંભળવી જ નથી. તું ભૂખ્યો હોય કે તરસ્યો હોય, જીવતો હોય કે મરતો હોય, હવે તારો વિશ્વાસ જ હું કરવાનો નથી."

ગઢવી બોલ્યોઃ "હું તમને પગે લાગીને કહું છું કે એકવાર તમે મારી વાત સાંભળી લો; આ તદ્દન નવીજ વાત છે. તમને જે વાતની કાંઇ ખબર નથી, તે વાત મારે તમને કહેવી છે."

શિવાનંદ બોલ્યોઃ "હાં હાં, લુચ્ચા ! એમ કહીને તું મને ભોળવવા આવ્યો છે, એમને? પણ યાદ રાખ, હવે હું તારાથી ભોળવાઇ જવાનો નથી. તારી ગરીબાઈથી હું ફસાવાનો નથી."

મીનીમુખા જે માનવી, તેનો ન હોય વિશ્વાસ;
લાગ મળે મીની ઘરે, વાઘણ રૂપનો ભાસ. ૨૮૬

ગઢવી હવે મનમાં બહુ મુંઝાવા લાગ્યો. થોડી વાર પહેલાં પોતે રાજકુંવરને નિર્દય થઇને કાઢી મૂકયો હતો, તો અત્યારે પોતાનો પણ તેવો જ વખત આવ્યો. પોતાનાં વાવેલાં બીનાં ફળ હવે ઉગી નીકળ્યાં અને તે ફળ પોતાને ખાવાનો વખત આવ્યો.

કૌવચથી કૌવચ ઉગે, ને ગુલાબ થકી ગુલાબ;
કડવાં વચણાં વાવીએ, તો કડવો મળે જવાબ. ૨૮૭

તેણે ફરીથી શિવાનંદને કહ્યું: "શિવાનંદ મહારાજ ! મારા જે જે વાંક થયા છે, તે બધું કુંવરજી જાણે છે. કુંવરજી અહીં આવે ત્યારે તેમની પાસે મારે માફ માગવી છે, મારે તેમની દયા માગવી છે, માટે તે અહીં આવે ત્યાંસુધી મને અહીં બેસવા દો તો તમારો પાડ. મારે બીજું કશું જોઇતું નથી."

શિવાનંદ બોલ્યોઃ "અલ્યા મૂર્ખા ! કુંવરજી તો તું પહેલી વાર આવ્યો ત્યારે તારૂં મોઢું જોવા પણ રાજી નહોતા, તેથી મારી પાસે જ

તને હંકાવી કાઢયો હતો, અને હવે વળી શું કુંવરજી તારી સાથે વાતો કરે ને તારા પર દયા કરે એવી તું આશા રાખે છે ? એ કાંઇ બનવાનું જ નથી માટે તું તારે જે માર્ગે આવ્યો હોય તે માર્ગે જ ચાલતો થઇ જા, નહિતો હમણાં માથાપર દંડો પડશે."

હવે જયા વચ્ચે પડી અને બોલીઃ "મહારાજ! જો ગઢવીને કુંવરજીની દયા માગવી છે તો ભલે તે અહીં બેઠો; તેમાં આપણું શું જવાનું છે ? કુંવરજી દયા નહિ કરે તો તે વખતે તેને અહીંથી આપણે હાંકી કાઢીશું."

જયાની દયાળુતાની વાત સાંભળીને શિવાનંદને હસવું આવ્યું. તે બોલ્યોઃ "પણ જયા ! કુંવરજી અહીં આવશે અને આ કાળ-મુખાને અહીં જોશે કે તુરત મારા ઉપર ગુસ્સે થશે. એકવાર તો તેને કુંવરજીએ કઢાવી મૂકયો હતો અને આ બીજી વાર પાછો માથું ખાવા આવ્યો છે તેથી શું કુંવરને ક્રોધ ચડયા વિના રહે-વાનો છે ?"

જયા બોલીઃ "હશે, બિચારો બહુ હેરાન થયો છે તો આટલી દયા કરો અને જો તેના ભાગ્યમાં લખ્યું હશે તો કુંવરજી તેના ઉપર દયા કરશે."

જયાનો આવો આગ્રહ જાણીને શિવાનંદ કશું બોલ્યો નહિ, એટલે ગઢવી જયાને ને શિવાનંદને આશીશ આપતો ધર્મશાળાના ઓટલાપર કુંવર આવવાની રાહ જોતો બેઠો. સાંજ પડી ત્યાં તો કુંવર આવ્યો કે તુરત ગઢવી તેના પગ પાસે લાંબો થઇને પડયો અને બોલ્યોઃ "અન્નદાતા! મારા પર દયા કરો અને મને માફી આપો. મારા બહુ બહુ અપરાધ થયા છે અને આ પરદેશમાં તમેજ મારાં માવતર છો. માવતર છોરૂને છેહ દે તો પછી છોરૂ કોની પાસે જાય ?"

કુંવર બોલ્યો: "અરે લુચ્ચા! હવે તું શાની દયા માગે છે? તારાં કરતુતનો તો વિચાર કર. હું તો હવે તારૂં મોઢું જ જોવા ઇચ્છતો નથી."

એમ કહી કુંવર ઓરડામાં ગયો અને તેણે કપડાં ઉતાર્યાં. અત્યારે તે પૂરા આનંદમાં હતો, કારણકે મેના કુંવરીની સાથે પરણવાનો સંકેત નક્કી થઇ ગયો હતો. પહેલાં તો તેણે શિવાનંદને ગઢવીના કપટની બધી વાત કહી, પછી મેનાકુંવરીની મદદથી પોતે ગઢવીને કેવા કપટથી ફસાવ્યો તે વાત પણ તેણે કહી. આ વાત સાંભળીને શિવાનંદ તથા જયાના અચરજનો તો પાર જ રહ્યો નહિ. શિવાનંદને પણ હવે સમજાયું કે કુંવરી પાસે જતાં પહેલાં કુંવરે ખૂબ ખાધું હતું ને પોશાકની ટાપટીપ કરી હતી ને તેની રીતભાતમાં મોટો ફેરફાર થવાથી કુંવર ઘેલા થઇ ગયા હોય એવું દેખાતું હતું તેનું કારણ એજ હતું કે કુંવરના દેહમાં જીવ તો ગઢ-વીનો હતો.

એ બધી વાત સાંભળી રહ્યા પછી જયા બોલી: "કુંવરજી! આમાં દોષ બધો તમારો છે."

"મારો દોષ?" કુંવર એમ પૂછતો જયાની સામે જોઇ રહ્યો.

"હા સાંભળો. પહેલાં તો મેનાકુંવરીનો તમે ભરમાઈ જઇને ત્યાગ કર્યો, તેથી તે બિચારાં નિરાશ થયાં. તમને મેળવવા માટે તેણે કાંઇ યુક્તિ કરવાની જરૂર જોઇ, તેથી તેમણે ગઢવીને શણગારીને તૈયાર કર્યો અને તેને મંત્ર શીખવ્યો. જ્યારે તમે તમારો સુંદર દેહ ખોઇ બેઠા ત્યારે તમે ભાનમાં આવ્યા અને કુંવરીએ જોયું કે તમે તેના પ્રેમને પારખી ચૂક્યા છો, ત્યારે તેમણે એજ મંત્રની મદદથી તમારૂં જૂનું સુંદર ખોળીયું મેળવી આપવાની યુક્તિ બતાવી

અને તે પ્રમાણે તેમણે કર્યું. આમાં તો બિચારો ગઢવી મેનાકુંવરીની જાળમાં ફસાયો છે અને મૂરખો બન્યો છે. તેણે કપટમાં ભાગ લીધો ખરો અને તમારા જેવા પોતાના અન્નદાતાને ફસાવ્યા, એ તેનો વાંક ખરો; પણ મેનાકુંવરીને પરણવાની લાલચથી લલચાઇને તેણે આ બધું કર્યું એટલે એ પણ મેનાકુંવરીની જાળમાં જ ફસાયો. જો તમે વ્હેમથી ભરમાઇને મેનાકુંવરીનો ત્યાગ ન કર્યો હોત, તો આમાંનું કશું એ થાત નહિ; બોલો ખરૂં કે નહિ ?"

કુંવર બોલ્યોઃ "હા, એ વાત તો ખરી. મેનાકુંવરીએ આ બધી જાળ મને મેળવવા માટે જ પાથરી હતી."

"તો પછી તમે અવિચારીપણે કુંવરીને છેહ દીધો એ પહેલો દોષ તો તમારો જ ને? માટે કુંવરજી! એ બિચારા ગઢવી ઉપર હવે દયા કરો અને એને સાથે રાખો."

જયાની આ વાત ન્યાયની હતી એટલે કુંવરથી ના કહેવાઇ નહિ. કુંવરે ગઢવીને સાથે રાખવાની હા પાડી એટલે ગઢવી તો આનંદથી ઘેલો બની ગયો અને પહેલાં કુંવરને અને પછી જયાને પગે લાંબો થઇને પડયો તથા બેઉની ચરણરજ પોતાને માથે ચડાવી.

રળીયા ગઢવી કયાં જઈ આવ્યા,
ઘરમાં રડીયે તાણી રાગ;
લાખના મટીને કાખના થયા,
પણ જીવતા રહ્યા એટલું ભાગ્ય. ૨૮૮

# પ્રકરણ ૮ મું.

( ચોપાઇ. )

દિન દિન ઓચ્છવ થાય અધીક, મુહુરત લગનનું આવે નજીક;
પળ પળ ગણી દિન કાઢે કુંવર, કુંવરી જપે મંગળસિંહવર.
૨૮૯

ક્યારે પામું હું એ ભરથાર, ક્યારે ફરૂં હું ફેરા ચાર,
સૂરજપુરથી ક્યારે નીકળું, ને પ્રેમનગર ક્યારે જઈ ચડું. ૨૯૦

એ પ્રમાણે કુંવર ને કુંવરી પળ પળ ગણતાં દિવસ કાઢી રહ્યાં છે. એમ કરતાં કરતાં ત્રણ દિવસ વહી ગયા અને હવે લગનનો દિવસ આવવાને માત્ર એકજ રાતનો આંતરો રહ્યો. મન અધીરાં થઇ રહ્યાં છે. બેઉનાં અંતરમાં પ્રેમના ફુવારા ઉડી રહ્યા છે.

( દુહા )

જળ વિણુ માછલી તરફડે, જળવિણુ કમળ સુકાય,
પ્રેમ સરોવરમાં પડે, તો અંતર ઉજળાં થાય. ૨૯૧

કુંવરના નામના જાપ જપતી મેનાકુંવરી એકલી બેઠી બેઠી બોલે છે.

પ્રેમ પ્રેમ સૌ કો કહે, પણુ પ્રેમ ન જાણે કોઇ,
જો જાણે દિલ પ્રેમ તો, મરે જગત કયમ રોઇ ? ૨૯૨
હે વ્હાલા તમ વિણુ હવે, કળ ન પડે દિન રેન,
ઉછળે હૈયું ભેટવા, ને દરશન કરવા નેન. ૨૯૩

કયારે રાત પડે અને, વીતી જાય મધરાત,
કયારે દોડીને મળું, મુજ વહાલા સંગાથ. ૨૯૪

જોત જોતાંમાં રાત પડી ગઇ. આવતી કાલે હવે રાજા જસરાજની જાન આવવાની છે તેથી જાનને ઉતારો આપવાની, જમાડવાની, સેવા ચાકરીની તૈયારીઓ થઇ રહી છે. રાજા, અને રાજ્યનાં બધાં માણુસો એ ગોઠવણુ કરવા પાછળ જ મચ્યાં છે. રાણી પોતાનો મહેલ શણુગારવા માટે દોડાદોડ કરે છે. આ બાજુએ કુંવર ગામ બહારના પોતાના મહેલમાં વિચારી રહી છે કે હવે પરોઢમાં કેવી રીતે મંગળસિંહ કુંવરને માતાજીના મંદિરમાં જઇને મળવું.

એક પહોર રાત વીતી ગઇ એટલે મેનાકુંવરી જાણે માંદી હોય તેવી બનીને પોતાનાં સેજ ભુવનમાં પલંગ ઉપર આળોટતી પડી. તેની દાસીઓ અને સખીઓ તેને શરીરે અસુખ જોઇને ચિંતા કરવા લાગી. એક પછી એક દાસીઓ તેની પાસે આવીને કુંવરીની ખબર પૂછવા લાગી. છેવટે શામલતા તેની પાસે આવી અને તેણે પૂછ્યું: "કુંવરીબા! તમને આજે કાંઇ ઠીક લાગતું નથી, તો શું વરતાય છે? "

કુંવરીએ મમતા બતાવીને કહ્યું: "શામલતા! મને શરીરે ઠીક નથી, ને હજી મારે ઘણુંએ કામ કરવાનું છે. માંદે શરીરે હવે એ બધું મારાથી શી રીતે થશે?"

શામલતાએ પૂછ્યું: "પણુ એવું તે શું કામ છે? મારાથી થાય એવું હોય તો મને કહો; એમાં મુંઝાઓ છો શાને?"

" પણુ તારાથી એ કામ શી રીતે થશે? તારાથી કાંઇ આખી રાતનો ઉજાગરો થાય?" કુંવરીએ પૂછ્યું.

" એમાં તે શી મોટી વાત છે, બ્હેન? તમે કહો તો તમારી ખાતર હું બે રાતના ઉજાગરા કરૂં, પછી શી ફીકર છે ?" શામલતા બોલી.

આ સાંભળીને કુંવરી ખુશ ખુશ થઇ ગઇ અને બોલી: "શામલતા! તારૂં મારાપર આવું હેત હશે તેની મને તો આજેજ ખબર પડી. હવે જો સાંભળ. મેં માતાજીના સવા લાખ મંત્ર માન્યા હતા તેમાંથી અધલાખ મંત્ર તો મેં જપ્યા છે. હવે બાકીના પોણોલાખ મંત્ર મારીવતી તું જપે તો મારૂં વ્રત પૂરૂં થાય. પણ તે અત્યારેજ જપવાના શરૂ કરીને રાતમાં જ પૂરા કરવા જોઇએ."

શામલતા બોલી:—"એમ કરવાથી તમારૂં વ્રત પૂરૂં થતું હોય તો ખુશીથી હું મંત્રો જપીશ."

કુંવરી બોલી:—"પણ તે કોઈના જોવામાં આવે નહિ એમ જપવાના છે. જો, સામે માતાજીની મૂર્તિ છે. પાસે પાટલો છે. ધૂપ દીવો બળે છે. પહેલાં તો તુ મારાં કપડાં અને ઘરેણાં પહેરી લે અને તારાં કપડાં ઉતારીને બીજા ખંડમાં મૂકી આવ. પછી એ પાટલા પર બેસીને "નમો મહાકાલી" એવો મંત્ર પોણો લાખવાર જપજે એટલે મારૂં વ્રત પુરૂં થશે."

શામલતા બોલી:—"બહુ સારૂં."

કુંવરી બોલી:—"જો હું થોડો વખત તો તારી પાસે બેસીશ; પણ મને ઉંઘ આવશે એટલે અહીંથી ઉઠીને બીજા ખંડમાં જઇને સૂઈ જઇશ અને ઓરડો વાસતી જઈશ. તું પણ અંદરથી વાસી દેજે. પોણો લાખ મંત્ર રાતનો ત્રીજો પહોર પુરો થતાં પહેલાં તો જપાઈ જશે, એટલે તું તારે મારા પલંગમાં જ નિરાંતે સૂઇ

જજે, હોં ! સ્હવારે ઉઠીને હું તારી પાસે આવીશ. બોલ, મારૂં આટલું કામ તારાથી થશે ? "

શામલતાઃ—" હા, હા, ખુશીથી. "

કુંવરીએ કહ્યુંઃ—" તો હવે વાર ન કર, બારણું બંધ કર અને આ મારાં કપડાં, ઘરેણાં પહેરી લે, અને તારાં કપડાં બાજુના ખંડમાં મૂકી આવ. પછી મંત્ર જપવા બેસી જા. મારૂં શરીર દુઃખે છે એટલે હું તો થોડીવાર પલંગમાં જ સૂઇશ, અને પછી જપીશ. "

કુંવરીએ ટપોટપ પોતાનાં કીમતી કપડાં અને કેટલાંક સારાં સારાં ઘરેણાં ઉતારી આપ્યાં અને શામલતાએ તે પહેરી લીધાં. એ કપડાં-ઘરેણાં પહેરતાં તો તેને આનંદ આનંદ થઇ જતો હતો. એવું જવાહીર તેણે તો આજે પહેલીજ વાર અંગે અડાડયું. પછી તે પોતાનાં જૂનાં કપડાં બાજુના ખંડમાં મૂકી આવી અને તુરત પાટલાપર બેસી, હાથમાં માળા લઇ મંત્ર જપવા લાગી અને ટપોટપ માળાના મણકા ફેરવવા લાગી.

મધરાત થવા આવી એટલે કુંવરી ત્યાંથી ઉઠીને બીજા ખંડમાં ચાલી ગઇ. અંદરથી શામલતાએ અને બહારથી કુંવરીએ ઓરડાનું બારણું બંધ કરી દીધું. આ બાજુએ શામલતા મંત્રો જપ્યા કરે છે અને કુંવરી શામલતાનાં કપડાં પહેરી લઇને મહેલમાંથી છટકી જવાની તૈયારી કરે છે.

(સોરઠા.)

દાસી કેરાં ચીર, ગંધાતાં ને ગોબરાં,<br>
(પણ) પ્રેમે પહેરે સધીર, ગરજ ગળી સાકર થકી. ૨૯૫

લાખેણો જે વેશ, છંડી દે છે કુંવરી,<br>
પ્રીતિ તણે પ્રવેશ, ચીંથરાં વ્હાલાં ચીરથી. ૨૯૬

મહેલમાં એક કામલતા વિના બીજું કોઇ કુંવરીના અંતરની વાત જાણતું નથી. કામલતાને તેણે પોતાના મનની બધી વાત કહી રાખી હતી એટલે અત્યારે તે કુંવરીની હજુરમાંજ હાજર રહી હતી. ત્રીજો પહોર શરૂ થયો એટલે શ્રામલતાના વેશમાં કુંવરી અને કામલતા માથાપર તથા હાથમાં એમ બન્ને ઘડુલા લઇને પાણી ભરવા જવાને બહાને મહેલમાંથી બહાર નીકળી. મેનાકુંવરીએ પોતાની વ્હાલી મેનાને એક ઘડુલામાં છુપાવીને સાથેજ લીધી હતી.

બગીચામાં થઇને બેઉ જણીઓ દરવાજા પાસે આવી ત્યાં દરવાજે બેઠેલા દોઢીદારે પડકાર કર્યો: "અલીઓ! અત્યારમાં બેડાં લઇને તમે ક્યાં જાઓ છો? હજી તો ઘણી રાત છે."

કામલતા ગુસ્સો કરતી બોલી: "મૂઓ તું અપશુકનીયો! આજ લગનનેજ દહાડે અમે પાણી ભરવા જઇએ છીએ અને તું ક્યાં ક્યાં શાનો કરી રહ્યો છું?"

દોઢીદાર બોલ્યો:—"પણ આટલાં વહેલાં પાણી ભરવા જવાય?"

કામલતા બોલી:—"અત્યારે પાણી લાવવાનું સારૂં મુહુરત છે તેથી અમે જઇએ છીએ. લગનના કામમાં તું વચ્ચે નકામી જીભડી ન ચલાવીશ, નહિતો મારા જેવી કોઇ ભૂંડી નહિ જોઇ હોય!"

દોઢીદાર બોલ્યો:—"હશે બાઇઓ જાવ! આટલું પૂછ્યું એમાં તો મારો જીવ લેવા જાણે બેઠી! પણ રાતનો વખત છે ને કોઇ હરામી તમને ઉપાડી જશે તો?"

કામલતા બોલી:—"તો આવજેને પાછળ બ્હાર લઇને. મોટો તરવારીયો થયો છું ને!"

દોઢીદાર બબડયો:—"ઠીક બાઇ જા! તું તો જાણે કાળી વીંછણ! તને તો બધું અવળુંજ પડે છે."

પછી કુંવરી અને કામલતા સડેડાટ દરવાજાની બહાર નીકળીને ચાલી ગઈ. બહાર જઇને કુંવરી જુએ છે તો હજી ઘણી રાત બાકી છે. ચોમેર અંધારૂં ઢળી પડયું છે અને આભમાં તારલા તગતગે છે, પણ કુંવરી તો માતાજીના મંદીરને માર્ગે કામલતાની સાથે વાતો કરતી ચાલી જાય છે. કુંવરી કોઇ વાર મ્યાનામાંથી કે સુખપાલમાંથી હેઠી ઉતરી નથી, પગે ચાલીને એક ખેતરવા પણ ગઇ નથી, પણ આજે તે અંધારામાં વિજળીની ચાલે પોતાના મનમાન્યા પ્રીતમને પરણવાને ચાલી જાય છે. મારગમાં કાંટાનાં જાળાં ભરાય છે. પગે ઉઝરડા થાય છે, ચાલવાથી હાંપી જવાય છે પણ એ કશાની તેને પરવા નથી. તેના મનનો ઉછાહ માતો નથી.

( દોહરા )

પ્રેમ પદારથની બુટી, અચરજનો નહિ પાર,
મારે ને જીવાડે ખરી, કરે ચેતનનો સંચાર. ૨૯૭
દૂરથી આવે હંસલો, ઉડતો આઠે પહોર,
(પણ) માન સરોવર દેખતાં, પાંખમાં આવે જોર. ૨૯૮
અકળાયો તાપે તપ્યો, ભટકયો ચારે કોર,
જ્યાં આભમાં ચંદ ઉગીયો, પામ્યો હરખ ચકોર. ૨૯૯

મેનાકુંવરીના મનમાં પણ હરખનો પાર નથી, તેથી આવી અંધારી રાતે પગપાળા ચાલતાં તેને જરા પણ બ્હીક લાગતી નથી કે અકળામણ આવતી નથી, થોડે દૂર જતાં એક ઝાડીમાં હરણાં નીકળ્યાં અને મારગ વીંધીને સામેની ઝાડીમાં પેસી ગયાં. કામલતા બોલી:

થોભો કુંવરી લાડકાં, અવળાં ઉતર્યાં હરણ,
અપશુકન થયાં કારમાં, કાં વિઘન કાં મરણ. ૩૦૦

હે કુંવરી! તમે ચાલ્યાં જાઓ છો, પણ જરા થોભો. આ હરણાં અવળાં ઉતર્યાં તેથી અપશુકન થયાં. તેનું ફળ એવું છે કે કાં તો કાંઇ વિઘ્ન આવે ને કાંતો કોઇનું મરણ થાય. કુંવરી બોલી:

બાળી ભોળી સાહેલડી, વનનાં ભોળાં હરણ,
તેનાં અપશુકન હોય ના, મારે માતાજીનું શરણ. ૩૦૧

હે મારી ભોળી સાહેલી! હરણાં તો વનનાં બાળાં-ભોળાં પશુ કહેવાય; તેના અપશુકન તો હોયજ નહિ; અને મારે તો માતાજીનું શરણ છે એટલે તે મને ઉની આંચ પણ આવવા દે નહિ, માટે તું તારે ચાલ અને એવો વહેમ રાખીશ નહિ. એમ કહીને કુંવરી આગળ ચાલવા લાગી, એટલે કામલતાને પણ સાથે સાથે ચાલવું પડયું.

થોડે છેટે જતાં એક ઝાડ ઉપર ચીબરી બોલી અને કામલતા ઉભી રહી. તે બોલી:—

વનમાં બોલે ચીબરી, અપશુકનનાં એંધાણ.
માનો કુંવરી ડાહ્યલાં, નિશ્ચે કોઇની હાણ. ૩૦૨

કુંવરી બોલી:

જીવતાં પંખી બોલતાં, એમાં અચરજ શાનું જાણ,
શુકન-અપશુકન ના ગણે, શાણા ચતુર સુજાણ. ૩૦૩

એટલામાં તો કુંવરીના ધડુલામાં સંતાડેલી મેનાએ પણ ટહુકારો કર્યો એટલે કુંવરી બોલી:

મેના મારી લાડકી, તે પુરે મારી શાખ,
ચાલ સાહેલી સંગમાં, ઉર અંદેશો મ રાખ. ૩૦૪

પછી કામલતા અને મેનાકુંવરી આગળ ચાલવા લાગી. કામલતાનું મન આવા અપશુકનથી ઉચું થઇ ગયું છે. તેના પગ ઉતા-

વળે ઉપડતા નથી અને તે ચાલવામાં પાછળ પાછળ રહી જાય છે, ત્યારે કુંવરી આગળ આગળ ચાલી જાય છે. બેઉ સખીઓ વચ્ચે છેટું પડી જાય છે એટલે વળી કુંવરી થોડી વાર ઉભી રહે છે અને કામલતા ભેગી થઇ જાય છે એટલે પછી પાછી બેઉ સાથે સાથે ચાલે છે. આમ વારેવારે થવાથી કુંવરી પૂછે છે:—

તું જોબનવંતી જુવતી, તારા કેમ ન ઉપડે ચરણ,
શું તને પ્રીતમ સાંભર્યો કે તારા મનને લાગ્યું ધરણ. ૩૦૫

આ મ્હેણાનો જવાબ આપતાં કામલતા કહે છે:—

મને ન પ્રીતમ સાંભર્યો, ને લાગ્યું ન મનને ધરણ,
તું ચાલે આમ ઉતાવળી, જા આગળ ને પરણ. ૩૦૬

હે કુંવરી! મને તો કાંઇ પ્રીતમ સાંભર્યો નથી કે મારા મનને ધરણ લાગ્યું નથી, પણ તારા મનમાં પ્રીતમની પાસે જવાની તાલાવેલી લાગી રહી છે, તેથી તારા પગમાં બહુ જોર આવ્યું છે અને તું ઉતાવળી ઉતાવળી આગળ દોડી જાય છે, તો ભલે તું તારે આગળ જઇને પરણી લે. આવો જવાબ સાંભળીને કુંવરી કશું બોલી શકતી નથી. તે મનમાં હસીને આગળ ચાલે છે.

આકાશમાંથી ચાંદરણાંનું ઝાંખું ઝાંખું અજવાળું પડે છે તેમાં માર્ગ જોતી બેઉ સખીઓ ચાલી જાય છે, એટલામાં બાજુની ઝાડીમાંથી કારમો ફુંફાડો સંભળાયો અને જોતજોતાંમાં એક કાળો નાગ માર્ગમાં આવીને સામે ફેણ ઉંચી કરીને બેઠો. તેને દૂરથી જોતાં કામલતાએ કારમી ચીસ પાડી એટલે કુંવરીને પણ ભાન આવ્યું અને તે નાગને જોતાંજ થંભી ગઇ. કામલતા બોલી:

ફેણે ફુંફાડા મારતો, કૈં આવ્યો કાળો નાગ.
હવે વિચારો કુંવરી, ઊભો નાગ રોકીને માગ. ૩૦૭

હે કુંવરી ! તમે હરણનાં અને ચીબરીનાં અપશુકનને તો ગણકાર્યાં નહિ, પણ હવે તો ફુંફાડા મારતો કાળો નાગ સામે આવીને ઉભો છે અને તે પણ અપશુકન છે, માટે હવે જરા વિચાર કરો અને પાછાં વળો. વળી આ નાગ મારગ રોકીને ઉભો છે તે પણ તમને જવા દે તેમ લાગતું નથી. આ જોઇને કુંવરી નાગદેવતાની સામે હાથ જોડીને તેમની સ્તુતિ કરતી બોલી:

નાગ દેવતા છો તમે, ઉમીયાપતિના સોહાગ,
મારે શરણું ઉમીયાજીનું, તમે કેમ ઊભા રોકી માગ. ૩૦૮
ભાર પૃથ્વીનો ઝીલતા, શેષ કુળના સુજાણ,
માગ મુકો હે દેવતા, તમને ઉમીયાપતિની આણ. ૩૦૯

હે નાગદેવતા ! તમે ઉમીયાપતિ શ્રી શંકરને ગળે વીંટાઇને તેમના ઘરેણા જેવા છો, મને પણ ઉમીયા માતાજીનુંજ શરણું છે, તો પછી તમે મારો મારગ રોકીને કેમ ઉભા છો ! આખી પૃથ્વીનો ભાર જેણે ઝીલ્યો છે એવા શેષનાગના કુળના તમે નાગદેવ છો, તો હવે મારો મારગ મૂકો, નહિતો તમને ઉમીયાપતિની આણ છે. આ સાંભળીને નાગ દેવતાને વાચા સ્ફુરી અને તેમણે કહ્યું:

પાછી વળ તું કુંવરી, તારે કરમે કાળી રેખ;
લખીયા તુજ પ્રીતમ તણે લલાટ ઘાતક લેખ. ૩૧૦

હે કુંવરી ! તું આગળ જવાનું છોડી દઇને હવે પાછી વળ; કારણકે જો આ મંગળસિંહ કુંવરને પરણીશ તો જરૂર જાણજે કે તારા કરમમાં કાળી રેખ લખી છે તે ભુંસાશે નહિ. તારા પ્રીતમ-મંગળસીંહના લલાટમાં ઘાતો લખી, તેથી તે મરી જશે એટલે તું રંડાઇશ અને તારૂં જીવન એળે જશે. નાગ દેવતાએ આ રીતે ચેતવણી આપી. પણ કુંવરીના અંતરમાં તો અખંડ પ્રેમનું ઝરણું ઝર્યા

રે છે, એટલે તેણે એ ચેતવણી માની નહિ. તેણે તો હિંમતથી નાગને જવાબ આપ્યો કે, હે નાગદેવતા!

તનડું મનડું અરપીયું, જેણે એકજ વાર,
તે તો માથાનો મુગટ, તે મારો ભરથાર. ૩૧૧
લાખેણો પ્રેમ માહરો, તેનું તેજ છે પારાવાર,
રહું પ્રેમને આશરે, કેમ કરૂં દુજો અવતાર. ૩૧૨

મેં જેને મારૂં તન અને મન એકજ વાર અરપ્યું, તેજ મારો માથાનો મુગટ અને તેજ ભરથાર છે; તેમાં હવે કોઇ રીતે ફેરફાર થવાનો નથી. હે દેવ! તમને હજી ખબર નથી કે મારો પ્રેમ તો લાખેણો છે અને તેના તેજનો પાર નથી, એ પ્રેમને આશરે રહીને હું જીવીશ, પણ કેમે કરતાં હું એક અવતારમાં બીજો અવતાર નહિ કરૂં. માટે આવા શબ્દો કહીને મને તમે જરાએ ગભરાવશો નહિ.

કુંવરીની આવી વાણી સાંભળીને નાગ કહે છેઃ

સાંભળ શાણી સુંદરી, જે પડે છે બળતી ચેહ,
તેને કોણ ઉગારશે, ત્યાં કામ ન આવે નેહ. ૩૧૩

હે શાણી સુંદરી! જે માણસ જાણી જોઇને બળતી ચેહમાં પડે છે, તે તો જરૂર મરીજ જાય છે. તેને કોણ ઉગારી શકે તેમ છે? ગમે તેવો નેહ કહેતાં પ્રેમ હોય, પણ એ પ્રેમ કાંઈ બળતી ચેહમાંથી બચાવી શકે તેમ નથી; માટે પ્રેમને આશરે રહેવાની ગાંડી વાતો કહેવાનું તું છોડી દે.

પોતાના પ્રીતમની પાસે જવામાં આવી રીતે વચ્ચે આવીને નાગને મોડું કરતો જોઇ કુંવરીને નાગ ઉપર રોષ ચડયો અને તેણે જવાબ આપ્યોઃ

**મોતનાં તેડાં સ્વામીનાં, પાછાં વાળતી જેહ,**
**સાવિત્રિ સતીનાં કર્યાં, વ્રત મેં પૂરણુ તેહ. ૩૧૪**
**સત સાચું જો સતી તણું, કરે પ્રેમે પતિની સેવ,**
**તો જમડા તેને શું કરે, તમારે મારગે જાવ નાગદેવ. ૩૧૫**

હે નાગદેવ! સતી સાવિત્રીએ પોતાના સ્વામી સત્યવાનના મોતના તેડાને પણ પાછું વાળ્યું હતું. એ સાવિત્રીનું વ્રત મેં પૂરેપૂરૂં કર્યું છે, અને જો સતીનું સત સાચું હોય, તથા પ્રેમથી તે પતિની સેવા કરે, તો પછી જમડા પણ તેને શું કરી શકવાના છે? સાવિત્રીનું સત, પ્રેમ અને ભક્તિ સાચાં હતા, તો જમડાના હાથમાંથી તેણે પોતાના સ્વામીના જીવને છોડાવ્યો હતો તો હે નાગદેવતા! તમે તમારે મારગે જાવ અને નકામું મને મોડું કરીને રોકી રાખો નહિ.

આ સાંભળીને નાગ ફેણ નીચી કરીને, કશુંએ નહિ બોલતાં સડેડાટ પોતાના માર્ગે ચાલતો થઈ ગયો.

કામલતા તો કુંવરીની હીમત, તેણે નાગદેવતા સાથે કરેલો વાદ અને તેણે ધારણ કરેલી ટેક એ બધું જોઈને આભી થઇ ગઇ. કામલતા કુંવરીની પાસે ને પાસેજ રાત દિવસ રહેતી હતી, પણ કુંવરીની આવી હીમત તેણે કોઇજ વાર જોઇ નહોતી.

બેઉ સખીઓ આગળ ચાલી ત્રણ-ત્રણવાર અપશુકન થવા છતાં કુંવરી પોતાની હઠ છોડતી નથી, એવું જોઇને કામલતાનું મન બહુ ઉંચું થઇ ગયું હતું. કુંવરી ઉપર તેને રોષ ચડયો હતો પણ કુંવરીની હઠ આગળ તેનું કશું ચાલે તેમ નહોતું, એટલે તેને સાથે જવુંજ પડયું. કેટલીક વારે બેઉ સખીઓ માતાજીના મંદિરે પહોંચી. જુએ છે તો મંદિરનાં બારણાં બંધ અને મંદિરની બહાર એક ચકલું પણ ફરકતું નથી. કામલતા કહે છેઃ

રથ નહિ, રેવાલ નહિ, દેખું નહિ અસવાર,
કહોને કુંવરી ક્યાં ગયા, પ્રેમી તમ ભરથાર. ૩૧૬

હે કુંવરી! તમે તો કહેતાં હતાં તમારે માટે મંગળસીંહ કુંવર રથ, ઘોડા ને અસવારો લઇને તૈયાર થઇ ઉભા હશે, તો હવે કહો તો ખરા કે તમારા પ્રેમી ભરથાર ક્યા છે? કામલતાનો આ ટોણો સાંભળીને કુંવરી ભોંઠી પડી; પણ પછી તુરત તે બોલી:

વ્હાલો મારો ભુલે નહિ, આપ્યો તેણે કોલ,
કાચી કુંવારી તું જાણે શું, પ્રેમ તણો જે બોલ. ૩૧૭

હે કામલતા! મારો વ્હાલો ભરથાર એવો છે કે તેણે જે કોલ આપ્યો હોય તે કદી ભુલે જ નહિ. પ્રેમનો બોલ કેવો હોય છે તેની તને-કાચી કુંવારીને શી ખબર પડે? માટે તે થોડી વારમાં આવ્યા વિના નહિ જ રહે તેની મને ખાત્રી છે.

એમ કહી કુંવરીએ મંદિરનું બારણું ખખડાવ્યું, એટલે અંદરથી પુજારી બડબડતો ઉઠ્યો અને બોલ્યો: "અત્યારે મધરાતે કોણ બારણાં ઠોકે છે?"

કુંવરી બોલી:

વીતી ગઇ મધરાતડી, વીરા થયો હવે પરોઢ,
ઉઘાડ મંદિરનાં બારણાં, પૂજા કરવાના મને કોડ. ૩૧૮

પુજારીએ કુંવરીનો સ્વર ઓળખ્યો એટલે તુરત તેણે મંદિરના કોટનાં બારણાં ઉઘાડયાં. કુંવરીને જોઇને પુજારી બોલ્યો: "બા, તમે આટલાં વહેલાં પુજા કરવા આવ્યાં પણ હજી તો બહુ રાત છે, મે માતાજીને ન્હવરાવ્યાંએ નથી તો તમે પુજા શી રીતે કરશો?"

કુંવરી બોલીઃ " અમે ઓટલે બેઠાં છીએ, તું માતાજીને ન્હવરાવી લે, પછી હું પૂજા કરીશ."

એ પ્રમાણે પુજારી માતાજીની મૂર્તિને ન્હવરાવવા લાગ્યો અને કુંવરી તથા તેની સખી મંદિરને ઓટલે કુંવરના આવવાની રાહ જોતાં બેઠાં. જેમ જેમ વખત જાય છે, તેમ તેમ કુંવરી અધીરી થતી જાય છે, અને મનમાં વિચાર કરે છે.

વાયદો વ્હાલમ પાળજો, નહિતો થશે બુરા મુજ હાલ,
નહિ રહું ઘરની કે ઘાટની, લોકને જોવાનો તાલ. ૩૧૯

હે વ્હાલા! તમે આપેલો વાયદો બરાબર પાળજો અને અહીં આવી પહોંચજો, નહિતો મારા બુરા હાલ થઈ જશે, કારણકે હું ચોરીથી નાસી આવી છું અને હવે પાછા જવાનો ઘાટ પણ રહ્યો નથી; એટલે ધોબીનો કુતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો એવી મારી હાલત થશે અને પછી લોકોને તો જોવાનો તાલ થશે.

કમળને રવિ એક છે, પણ રવિને કમળ અનેક;
તમારે હું સરખી ઘણી, પણ મારે તમેજ એક. ૩૨૦

હે વ્હાલમ! કમળને તો સૂરજ એક છે અને સૂરજનાં દર્શન થાય ત્યારેજ કમળ ખીલે છે; પણ સૂરજને તો કમળ ઘણાંએ છે; એટલે સૂરજને કાંઇ કમળની ચિંતા નથી. તેમ તમોને તો મારા જેવી ઘણીએ સ્ત્રીઓ મળશે, પણ મા રે તો તમે એકજ છો, માટે વાયદો પાળવામાં ભૂલ કરશો નહિ.

નાખી પ્રીતનો ફાંસલો, ચોરી લીધું મુજ મંન,
હવે તમારે વશ પડયું, છોડયું છુટે નહિ તંન. ૩૨૧

તમે તો પ્રીતિની ફાંસી નાંખીને મારૂં મન ચોરી લીધું છે; એટલે હવે મારૂં તન પણ તમારે વશ થઈને રહ્યું અને તે છોડયું છુટે

તેમ નથી; એમ હે નાથ! આ તન અને મન બેઉ તમારાંજ છે એ નક્કી જાણજો.

પ્રીતમ એમ મ જાણુશો, કે હું તો વસું છું દૂર,
દેહ બેઠો છે મંદિરે, પણુ મનડું તમારી હજૂર. ૩૨૨

હે પ્રીતમ! તમે એમ જાણુશો નહિ કે હું તો અહીં તમારાથી કેટલેય દૂર બેઠી છું. હા, મારો દેહ તો અહીં માતાજીના મંદિરમાં તમારાથી થોડે દૂર બેઠો છે, પણુ મારૂં મન તો તમારી હજુરમાં ને હજુરમાં જ હાજર થઇને ઉભું છે.

જયમ જળ વિણુ ઝખ ને કમળ, ત્યમ તુમ વીણુ મમ હાલ;
પ્રેમ તેલને પૂરીને, મનની બાળું મશાલ ! ૩૨૩

હે સ્વામીનાથ! જેમ જળ વિના ઝખ કહેતાં માંછલાની અને કમળની બુરી હાલત થાય છે, તેમ તમારા વિના આજે મારી પણુ બૂરી હાલત થઇ રહી છે. અત્યારે તો પ્રેમરૂપી તેલ પૂરીને હું મારા મનની મશાલ બાળી રહી છું.

મનની બળે મશાલ ને, અજવાળે તમ પંથ,
એ અજવાળે આવજો, વ્હેલેરા મમ કંથ. ૩૨૪

હે કંથ! એ મનની મશાલ બળી રહી છે અને તમારો પંથ અજવાળી રહી છે, તો એ અજવાળે અજવાળે તમે વ્હેલા વ્હેલા આવી પહોંચજો.

આ પ્રમાણે કુંવરી પ્રિતમને ઝંખી રહી છે અને બારણા તરફ એકી ટશે જોઇ રહી છે. કુંવર આવશે કે નહિ, આવશે તો ક્યારે આવશે, શું કાંઇ વિઘ્ન આવી પડ્યું હશે, એ વિચારમાં ને વિચારમાં તે ઉદાસ બની રહી છે. એવામાં કામલતાએ કુંવરીને પૂછ્યું: " હે

બ્હેન ! કદાચ કાંઇ વિઘ્ન આવી પડયું હોય અને અત્યારે કુંવરથી આવી શકાય તેમ ન હોય તો પછી આપણું શું થાય ?"

આવું સાંભળીને કુંવરીને એકદમ ક્રોધ ચડયો.

મૂઇ તું એવું ભાખતી ને બળી તુજ વાત વશેક,
કેમ તારી જીભડી ઉપર, કાંટા ઉગ્યા અનેક. ૩૨૫

કુંવરી બોલીઃ એવું બોલતી તું મરી કેમ ન ગઇ, અને તારી વાત પણ બળી કેમ ન ગઇ. તારી જીભડી ઉપર એવા કાંટા કેમ ઉગ્યા કે તું આવું બોલે છે.

કામલતા બોલીઃ બા ! એમાં ક્રોધ શાને કરો છો ? કુંવરજીએ તમને કોલ દીધો છે તો આવશે તો ખરા, પણ ઇશ્વરના ઘરની કાંઇ કોઇને ખબર છે ! વળી કાંઇ હરકત આવી પડી હોય તો અહીં ન આવી શકાય. તો પછી આપણે શું કરવું તેનો વિચાર તો કરવો જોઇએને ?

કુંવરી બોલીઃ

સુધ બુધ સુખ કુળલાજ સૌ, મુકયાં હોડમાં સાથ,
હવે ન છૂટયું મન છુટે, પડયું પરાયે હાથ. ૩૨૬

હે સખી ! શુધ-બુધ, સુખ-દુખ, અને લાજ-આબરૂ એ બધું મેં તો એકી સાથેજ હોડમાં મૂકી દીધાં છે; એટલે આ મન હવે છોડયું છૂટે તેમ નથી, કારણકે તે પરાયા હાથમાં જઇને પડયું છેઃ એટલે કે ગમે તેમ થાય, ભલે સર્વસ્વ જાય, પણ હું તો કુંવરનેજ પરણવાની, પણ પાછી ફરીને ઘેર જવાની નથી કે સુખદુઃખનો અને લાજ આબરૂનો પણ વિચાર કરવાની નથી.

એટલામાં પુજારી માતાજીની મૂર્તિને ન્હવરાવી વસ્ત્ર પહેરાવી,

કુંવરીની પાસે આવ્યો અને બોલ્યો: "બા ! હવે પૂજા કરવી હોય તો બધું તૈયાર છે. પણ તમે કાંઇ પૂજાના સામગ્રી લાવ્યાં જણાતાં નથી કેમ ?"

કુંવરી બોલી:

નેણાં રૂડાં ફુલડાં, બળતો મનનો દીપ,
રોમે રોમે સળગતો, અખંડ મારે ધૂપ. ૩૨૭
રગ રગમાં અમીરસ વહે, જળનો ન રાખું ભેદ,
(પણ) દેવ વિણુ કોની પુજા કરૂં, તન તૈયાર નિવેદ. ૩૨૮

હે પુજારી ! આ આંખોરૂપી સુંદર ફૂલ મારી પાસે છે, આ મનનો દીવો તો બળી રહેલોજ છે, અને રોમે રોમે અખંડ ધૂપ પણ સળગી રહ્યો છે. વળી પૂજામાં જળ જોઇએ તેને બદલે રગરગમાં અમીરસ વહે છે પછી હું જળનો ભેદ શાને રાખું ? આ તન રૂપી નિવેદ પણ મારી પાસે તૈયાર છે એ પ્રમાણે બધી પૂજાની સામગ્રી હાજર છે પણ અહીં દેવજ નથી તો પછી હું પૂજા કોની કરૂં ?

પુજારીને તો કાંઇ સમજ પડી નહિ કે કુંવરી આ શું બોલે છે. માતાજીની મૂર્તિ હાજરા-હજુર છે, પછી અહીં દેવ નથી એવું કુંવરી કેમ કહે છે. તેને કાંઈ ભેદની ખબર નહોતી, પણ કામલતા તો બધું જાણતી હતી એટલે તેણે પુજારીને કહ્યું: "મહારાજ ! તમે તમારે જાવ, કુંવરીની ઇચ્છા હશે ત્યારે પૂજા કરશે." આ સાંભળીને પુજારી પોતાની ઓરડીમાં પાછો ચાલ્યો ગયો.

કુંવરીને મંદિરમાં આવ્યાને બહુ વખત થઇ ગયો. પણ હજી કુંવરનો કાંઇ પત્તો નથી. તેને ખાત્રી હતી કે કુંવર વાયદો ભૂલે નહિ અને પોતાનો કોલ પાળ્યા વિના પણ રહે નહિ, છતાં હજી તે આવ્યો નથી, તો કાંઇ વિઘ્ન આવ્યું હશે ? વળી તેને શંકા થઇ કે કદાચ

તેનું મન ફરી તો ગયું નહિ હોય ? આ પરદેશમાં કોઇએ તેને મારી નાંખ્યો હશે કે ફસાવ્યો હશે ? આવી કાંઇ કાંઇ શંકાઓ તેને થયા કરે છે. વળી ઘડી વારમાં તેના મનમાં જોર આવે છે અને આકાશ-પાતાળ એક થાય તોપણ પોતાની ટેક નહિ છોડવાનો જ વિચાર કરે છે.

( ગાથા )

ચુરણ થાયે અવની, લાગે આગ સમુદ્રમાંહિ હાલ,
વહે ઉલટાં નદિનાં પુર, ધરી ટેક નવછોડું ધ્રુવ સમાન. ૩૨૯

ભલે પૃથ્વીના ચુરેચુરા થઇ જાય અને અત્યારે ને અત્યારે સમુદ્રમાં આગ લાગે; ભલે નદીઓનાં પુર ઉલટાં વહેવા માંડે પણ હું તો મારી ધારેલી ટેક ધ્રુવજીની પેઠે છોડવાનીજ નથી.

મીટ માંડીને રહી છે, મંગળસિંહનું રટણ ભુલે ન જરી,
આશા કેરે ધાગે, બંધાઇ બેઠી મેનાકુંવરી. ૩૩૦



પ્રિય વાચક ! હવે ત્યારપછી શું થાય છે તે જાણવાને મંગળ અને મેનાનો ત્રીજો ભાગ મંગાવીને વાંચ ! એ ભાગમાં વાર્તા પુરી થશે. જેઓ પાચ આનાની પોસ્ટની ટીકીટો નીચેને સીરનામે બીડી આપશે તેમને આ વાર્તાનો ત્રીજો ભાગ ટપાલ રસ્તે ઘેર બેઠાં પહોંચાડવામાં આવશે.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા અમદાવાદ.

# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક

## અથવા અદ્ભુત વિદ્યાઓનો મહાસાગર [ગ્રંથ પહેલો]

આ પુસ્તકમાં નીચેની ૧૪ વિદ્યાઓ આપી છે. તેમાં ૪૨૦ પૃષ્ઠ, ૧૩૮ પરિચ્છેદો, ૯૬૯ બાબતોની માહિતી, ૧૦૯ ચિત્રો તથા આકૃતિઓ આપી છે. આવો સંપૂર્ણ વિગતોથી ભરેલો સચિત્ર ગ્રંથ હજી ગુજરાતીમાં બહાર પડ્યો નથી. આ વિદ્યાઓ સૌ સમજીને ઘેર· બેઠાં શીખી શકે તથા તેનો ઉપયોગ કરી શકે તેવી રીતે આપી છે. પાકું સોનેરી પુઠું મૂલ્ય રૂ. ૫; વી. પી. થી રૂ. ૫–૯–૦.

(૧) **માનસવિદ્યા અથવા મેંટલ સાયન્સ**—પાંચે ઇંદ્રિયોની શક્તિ કેવી રીતે કેળવાય, તેથી કેવાં અદ્ભુત કામો કરી શકાય, અવધાનશક્તિ, સ્મરણશક્તિ, સંકલ્પશક્તિ ખીલવીને તેને ઉપયોગમાં લેવાની રીતો. (૨) **આકર્ષણશક્તિ અથવા પર્સનલ મેગ્નેટિઝમ**—એક માણસ બીજા માણસનું આકર્ષણ—વશીકરણ કેવી રીતે કરી શકે, આકર્ષણશક્તિ ખીલવવા—વધારવા કેવા પ્રયોગો કરવા, આંખના આક· ર્ષણથી પોતાની ઇચ્છામુજબ બીજાને વર્તવાની ફરજ પાડવી, શરીરની વિજળીક શક્તિનો ભેદભરમ, એ બધું ચિત્રો સાથે સમજાવ્યું છે. (૩) **મસ્તકવિદ્યા અથવા ફ્રેનોલૉજી**—માણસના મસ્તકમાં ભરેલી જૂદી જૂદી ૪૩ શક્તિઓ તેના માથાપર હાથ ફેરવીને ઓળખવાની કળા, માણસના લક્ષણની પરીક્ષા, વિદ્યાર્થીની શક્તિ કયા વિષયમાં કે ધંધામાં ખીલી શકશે તે જાણવાની યુક્તિ, એકંદરે મસ્તકશાસ્ત્રી બનવા માટે આ વિદ્યા પુષ્કળ ચિત્રો સાથે સમજાવી છે. (૪) **માનસસંદેશ વિદ્યા અથવા મેંટલ ટેલીપથી**—દૂર રહેલા બે મિત્રો વચ્ચે માનસિક સંદેશા કેમ ચલાવવા, બીજાના વિચારો પારખી કાઢવા અને

વાંચવા (થોટરીડીંગ), મારણ, મોહન, વશીકરણનો ભેદ, નેત્ર-વાણી-ઇચ્છા બળનો ઉપયોગ કરવાની રીતો, મેન્ટલ ફોટોગ્રાફી ઇત્યાદિ બાબતો ચિત્રો સાથે સમજાવી છે. **(૫) મોહિની વિદ્યા અથવા મેસ્મેરીઝમ**—મેસ્મેરીઝમ શીખીને પાત્રને કેવી રીતે ઉંઘાડવો, તેની પાસેથી પોતાની ઇચ્છા મુજબ કામ લેવું, પશુ-પક્ષીઓ પર તરેહ તરેહના પ્રયોગો કરવા, નજરબંધીની રીત, કપાલમોહન કરવું, પાણી અને કપડું મંતરવાની રીત, મેસ્મેરીઝમથી દર્દો મટાડવાની રીતો, વિનોદના ચમત્કારિક પ્રયોગો, હિપ્નોટીઝમ શીખવું, ઇત્યાદિ અનેક ચિત્રો સાથે આપ્યું છે. **(૬) પ્રેતાવાહન વિદ્યા અથવા સ્પિરિચ્યુએલિઝમ**—ભુતપ્રેત એટલે શું, તે સાચાં છે કે જૂઠાં, તેમની સ્થિતિ અને પૃથ્વી સાથેનો સંબંધ, ભુતોનું આવાહન કરવાની રીતો, ભુતો અને મંત્રોનો સંબંધ, ભુતોના ફોટોગ્રાફ, એ બાબતો સંક્ષેપમાં આપી છે. આ વિદ્યા સંપૂર્ણ શીખવા માટે "સચિત્ર પ્રેતાત્મવિદ્યા" ગ્રંથ વાંચો. **(૭) ત્રિકાળદર્શન વિદ્યા**—ત્રિકાળદર્શી વીંટી-આયના બનાવવાની રીત, કુંજળા, પ્લેંચેટ, હાજરાત, ઇત્યાદિ શીખવવાનો સચિત્ર હુન્નર. **(૮) મંત્રવિદ્યા**—મંત્ર સાચો પડે કે નહિ, તે માટે શું કરવું, મંત્ર કેવી રીતે સિદ્ધ કરવો, દેવતાનો સંબંધ જોવો, જુદા જુદાં દેવ-દેવીઓના બીજ મંત્રો, સિદ્ધિ સંપત્તિ પ્રાપ્ત કરવાના, દર્દો મટાડવાના, મનઃકામના પુરી કરવાના સંખ્યાબંધ શુદ્ધ મંત્રોનો મહાસાગર. **(૯) યંત્રવિદ્યા**—યંત્રોની શક્તિ, સિદ્ધ કરવાનો વિધિ, રોગો મટાડવા, આવતી ચિન્તા-વ્યાધિ અટકાવવા, ઇચ્છાઓ પૂરી કરવી, મોહન-વશીકરણ વગેરેના અનેક યંત્રો. **(૧૦) તંત્રવિદ્યા**—મોહન,વશીકરણ, સ્તંભન, અંજન ઇત્યાદિના ઇંદ્રજાલિક-ચમત્કારિક તથા વૈદ્યકવિદ્યામાં પણ ન હોય એવા અદ્દભુત જટલી ઓષધપ્રયોગો, તેના ઉપયોગ માટેના વિધિ સાથે. **(૧૧) સ્વપ્નવિદ્યા**—ભૂમિ, પાણી, અગ્નિ, વાયુ, આકાશ, પશુ-

પંખી, ધાતુ, ધાન્ય, ઇત્યાદિ અનેક વસ્તુઓનાં સ્વપ્નોનાં ફળ વિગતવાર સમજાવ્યાં છે. અનિષ્ટ સ્વપ્ન હોય તો નિવારણ કરવાની રીત પણ આપી છે. (૧૨) **શકુનવિદ્યા**—અંગ ફરકવા, કાગડાના શબ્દ વિષે, ગરોળી અને કાચીંડાના ચડવા-પડવા વિષે, જૈન શકુનવિદ્યા, છીંક, સારાં-માઠાં શુકનની માહિતી, અનિષ્ટ શકુનનું નિવારણ. (૧૩) **હસ્તાક્ષર પરીક્ષણ વિદ્યા**—માણસના હસ્તાક્ષર પરથી તેની ખાસીયત જાણવાની આ વિદ્યા અદ્દભુત છે. અક્ષરના ગુણો વિગતથી સમજાવ્યા છે; ગાંધીજી, કલાપી, સ્વામીહંસ, મહારાણી વિકટોરીયા, શેક્સપીયર, આનંદશંકર ધ્રુવ, ટોલ્સટોય, નાનાલાલ કવિ, જમશેદજી જીજીભાઇ વગેરેની સહીઓની આકૃતિઓ આપી તેમની ખાસીયતો ખુલી કરી છે. (૧૪) **કોકશાસ્ત્ર અથવા રતિવિદ્યા**—સ્ત્રી-પુરુષો અને તેમનાં ગુહ્યાંગો વિષે માહિતી, આ સનોની ઓળખાણ તથા ઉપયોગ, શક્તિ વધારવાના અને બીજા ગુપ્ત પ્રયોગો અનિષ્ટ રોગોના ઉપચારો, સ્ત્રી-પુરુષનાં લક્ષણોની પરીક્ષા, સ્ત્રી-પુરુષની કુટેવો, ગર્ભાધાન-ગર્ભ-પરીક્ષા, વંધ્યા સ્ત્રી માટેના ઉપચારો, મરજી પ્રમાણેનાં બાળકોની પ્રાપ્તિ ઇત્યાદિ બાબતો સમજાવી ઘેર બેઠાં કરી શકાય તેવા પ્રયોગો આપ્યા છે.

---

# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક

## અથવા અદ્દભુત વિદ્યાઓનો મહાસાગર [ગ્રંથ બીજો]

આમાં નીચેની ૧૪ વિદ્યાઓ આપી છે. ૪૨૪ પૃષ્ઠ, ૧૧૩ પરિચ્છેદો, ૧૦૮૬ બાબતોની માહિતી અને ૧૯૪ ચિત્રો તથા આકૃતિઓ આપી છે, સોનેરી પૂઠું. મૂલ્ય રૂ. ૫ વી. પી. થી રૂ. ૫-૯-૦

(૧) **સ્વરોદય વિદ્યા**—પાંચ તત્ત્વો અને સ્વરનો સંબંધ,

સ્વર ઓળખવાની અને તેની શક્તિ સમજવાની રીતો, પ્રાણવાહક નાડીઓની માહિતી, રોગ મટાડવાના નિયમો, પ્રશ્નનો જવાબ મેળવવાની, પ્રતિકૂળ સ્વરને અનુકૂળ કરવાની રીતો, વશીકરણનો, ગર્ભનો, વર્ષફળનો, આયુષ્યનો વિચાર, છાયાપુરૂષદર્શન, ઇત્યાદિ. (૨) યોગવિદ્યા—યોગના પ્રકારો, યોગ શીખવાની રીતો, આસનો, પ્રાણાયામ કરતાં શીખવા વિષે, ધોતી-બસ્તી-નેતી-નોળી-ત્રાટક કરતાં શીખવાની રીતો, મુદ્રાઓ શીખવાની રીતો, ધ્યાન અને સમાધિ શીખવાની રીતો, એ બધું વિસ્તારથી અને સંખ્યાબંધ ચિત્રો આપીને એટલું સ્પષ્ટ સમજાવેલું છે કે તેની મદદથી સહેલાઈથી યોગ શીખી શકાય. (૩) સૂર્યચક્ર જ્યોતિષ અથવા જન્મ તારીખ ઉપરથી ભવિષ્ય પરીક્ષણ—ફક્ત માણસની જન્મ તારીખ ઉપરથીજ તેના ગુણ, સ્વભાવ, શક્તિ, મિત્ર, આરોગ્ય, અને ભવિષ્ય જાણવાનું તમને આ ભાગમાંથી મળી આવશે. (૪) રમળવિદ્યા—રમળના પાસા બનાવવાની, પાસા નાંખવાની રીતો, શકુનનો પ્રસ્તાર કરી તેને આધારે હરકોઈ પ્રકારના પ્રશ્નોના જવાબો સહેલી રીતે મળી શકે છે, રમળ વિદ્યાની બીજી ગુંચવણો આમાંથી કાઢી નાંખીને તે વિદ્યાને સરળ બનાવી છે, એટલે પોતાની મેળેજ તે શીખી શકાશે (૫) ત્રિકાળદૃષ્ટિવિકાસ અથવા કલેઅર વોયન્સ—મનુષ્યની ત્રિકાળદર્શનની શક્તિ કેળવવાની દેશી અને વિલાયતી અનેક રીતો-ચિત્રો સાથે. વિલાયતી ત્રિકાળદર્શી આયનો, ક્રીસ્ટલ ગેઝીંગ, જળમાં ત્રિકાળદર્શા, કેફી પદાર્થોના સેવનથી ત્રિકાળદર્શન, ધ્યાન સિદ્ધ કરવાની માહિતી, ત્રિકાળદર્શનનાં દૃષ્ટાન્તો વગેરે. (૬) સંવત્સર પરિજ્ઞાન—૬૦ પ્રકારના સંવત્સર, તેનાં જૂદાં જૂદાં ફળો, સોંઘવારી, મોંઘવારી, દુકાળ જાણવાની રીતો, ગ્રહણનું, અમાસનું, અધિકમાસનું, સંક્રાન્તનું શુભાશુભ ફળ, હોળીપરથી વર્ષફળ. ગુરૂ-શુક્ર-શનિ-અને બીજા

ગ્રહોની ગતિ ઉપરથી આખા વરસનું ફળ જાણવાની રીતો, મેઘ-ગર્ભનો વિચાર રાજા-મંત્રી-રસકસના સ્વામીનું ફળ, જુદી જુદી ચીજોની તેજી મંદી વિષે, વર્ષફળ તૈયાર કરવાની સહેલી રીત વગેરે (૭) મુહૂર્ત પરિજ્ઞાન-ગર્ભાધાન, સીમંત, નામકર્મ, અન્નપ્રાશન, મુંડન, નિશાળે બેસાડવાનું,ઇત્યાદિ જાતકર્મ સંસ્કારનાં અનેક મુહૂર્તો; ઘરબંધાવવા, થાંભલો રોપવો, મોભ ઘાલવો, બારસાખ ઘાલવી, વાસ્તુ કરવું, દુકાન માંડવી વગેરેનાં મુહૂર્તો; યાત્રા કે પ્રવાસે જવા માટેનાં અનેક પ્રકારનાં મુહૂર્તો, ખેડૂતોને માટેનાં મુહૂર્તો જેવાં કે હળ ચલાવવું, બીજ ઓરવાં. ઝાડ રોપવાં, નવું ગાડું ચલાવવું, વગેરે; સ્વરશકુન છાયાશકુન, પિંગળાશકુન અંગ ફરકવું. છીંકનાં શકુન, આંખ ફરકવી વગેરે; સ્વપ્નસાર શુભાશુભ સ્વપ્નો, દેવ પ્રતિષ્ઠાનું મુહૂર્ત, રાજ્યાભિષેકનું મુહૂર્ત, મંત્રસાધનાનું મુહૂર્ત પરબ મંડાવવાનું મુહૂર્ત, ચાહના પ્યાલા ઉપરથી જોવાનું શુભાશુભ ફળ, ધુવાંક ઉપ-રથી પ્રશ્નફળ, ગૌતમ પ્રશ્નાવલિ, ઇત્યાદિ. (૮) જાદુવિદ્યા—જાદુગરે શીખવાની ચતુરાઈ, ગંજીફાના સંખ્યાબંધ ખેલો, હાથચાલાકી કરતાં શીખવાની સચિત્ર સમજુતી, કરામતવાળા ગંજીફા, રસાયનીક જાદુના, સહેલા અનેક ખેલો, યાંત્રિક સાધનો વડે કરવાના ખેલો અને એ યંત્રો બનાવવાની સમજુતી, રૂપીયાને બોલાવવો, એક ટેકરાપર માણસને સુવાડવો, બંદુકની ગોળી ઝીલવી, બાંધેલા હાથ છોડી નાંખવા, બાટલી ને ગ્લાસ અદલ બદલ કરવા, જાપાનીઝ જાદુઇ પેટી, આશરે જુદા જુદા ૭૦ ખેલો મંત્રવિજ્ઞાન વિદ્યા—મંત્રના પ્રયોગો માટે કામવાર અંગુલિનો નિર્ણય, યક્ષિણીઓને સાધવાના મંત્રો, રાજા-સ્ત્રી-પતિ-ભૂત ઇત્યાદિને વશ કરવાના મંત્રો, શત્રુ-સર્પ-અગ્નિ-જળ-આસન-મેઘ-ચોર-દૃષ્ટિ વગેરેનું સ્થંભન કરવાના મંત્રો, મોહન ઉચ્ચાટનના મંત્રો, શાન્તિકરણના મંત્રો, મુસલમાની મંત્રો,

દાટેલું ધન દેખવાનો, ચોર પકડવાનો, ભૂત ઉતારવાનો, ધનવૃદ્ધિનો, કાર્યસિદ્ધિનો, વેપારમાં લાભ મેળવવાનો, વિદ્યાવૃદ્ધિને, દર્દો મટાડવાના મંત્રો, અદૃશ્ય થવાનું અંજન, સર્પ નસાડવાનો, વીંછી ઉત્તારવાનો, વિષનિવારણનો મંત્ર વગેરે આશરે દોઢસો મંત્રોના પ્રયોગો. (૧૦) મંત્રસાધનવિદ્યા—જૂદી જૂદી જાતના સિદ્ધવીસા મંત્રો, તે સિદ્ધ કરવાની વિધિ, વશીકરણ, મોહન, સ્તંભન ઈત્યાદિના મંત્રો, વંધ્યા ગર્ભધારે, તાવ દુર થાય, રાજસભામાં માન મળે, ભૂતનો ભય દુર થાય, જુગારનો દાવ જીતાય, ઘરમાં સાપ આવે નહિ, વિષયમાં મસ્તી, કંઠમાળા જાય, અનેક જાતના તાવ મટે, તે માટેના મંત્રો, શીતળાનો-કાળકાનો-હનુમાનજીનો મંત્ર, એકંદરે પુષ્કળ મંત્રો આપ્યા છે. (૧૧) તંત્રપ્રયોગ સંગ્રહ—વશીકરણ, મોહન, સ્થંભન, આક્રમણ, ઉચ્ચાટન, આકર્ષણ ઈત્યાદિના તાંત્રિક પ્રયોગો; ઈંદ્રજાલિક ચમત્કારિક પ્રયોગો જેવા કે જળમાં તારાદર્શન, મરેલો દેડકો બોલે, જમતાં છતાં પેટ ન ભરાય, બગડેલું ઘી સુધારવું, જુદી જુદી જાતના ગુપ્ત અક્ષરો, જાદુઈ સાબુ, પાંચ પ્રકારના રંગ બદલવા, એક ડાળીપર અનેક જાતનાં ફુલો, વૃક્ષ ઉપર દીપમાળા; જટવી વૈદકના પ્રયોગો જેવા કે દમનો, કાનના દરદનો, ગર્ભ રહેવાનો. પરમીયાનો. મસા દુર કરવાનો, ઇન્દ્રલુપ્ત રોગ મટે, વાળ વધે, તેના ઉપાયો. મદનમોદક, યોનિસંકોચના ઉપાયો, સ્તનવૃદ્ધિના ઉપાયો, દાંતના રોગના ઉપાયો, જૂદા જૂદા જંતુઓના વિષનું નિવારણ. અફીણના વિષનું નિવારણ, આધાશીશી-હેડકી-નાસુર-ખીલ વગેરેના અનેક ઉપાયોનો સંગ્રહ. (૧૨) હસ્તસામુદ્રિક વિદ્યા—હાથના પંચાની અને હાથમાંની રેખાઓ, ચિન્હો, વગેરેની ઓળખ, તે ઉપરથી માણસનાં લક્ષણો, સ્વભાવ, ભવિષ્ય, રોગ, વગેરે વર્તવાની વિદ્યા. અવિદ્યાને જોઈતાં ચિત્રો મળે એટલી સહેલી અને સ્પષ્ટ બનાવી છે કે થોડા વખતમાં એ વિદ્યામાં પારંગત થય

શકશે. (૧૩) મુખસામુદ્રિક વિદ્યા—નાક, મોઢું, ઓઠ, આંખ; પોપચાં, ભ્રમર, દાઢી, હડપચી, ગાલ, કાન અને કપાળ માત્ર માણસના મ્હોં ઉપર નજર કરીનેજ ઓળખી લેવાની અને તેનો સ્વભાવ, શક્તિ, ખાસીયત ઇત્યાદિ જાણી લેવાની સહેલી રીતો જુદાં જુદાં અવયવોની ૬૦ આકૃતિઓ સાથે સંપૂર્ણ સમજાવી છે. (૧૪) દાંપત્ય વિજ્ઞાન વિદ્યા—કામબીજ વિષેનું અજ્ઞાન, સંસાર સુખપર થતો અઘાત અને તેનાં કારણો, પ્રેમકળા અને પ્રેમચેષ્ટા, સ્ત્રીની કામવાસનાનો નિયમ, તેની ભરતી તથા ઓટ બતાવનારો નકશો, સ્ત્રી પુરૂષનાં ગુહ્યાંગોની રચના, સમાગમનું પ્રમાણ, અનુકૂળ અને પ્રતિકૂળ સમાગમની સમજ. સમાગમ માટે સ્ત્રીની તૈયારી, સુખાસન કયું ? સમાગમના શારીરિક લાભ, અપૂર્ણ સમાગમનાં માઠાં પરિણામ, સગર્ભાવસ્થામાં સમાગમ, ગર્ભવતીને થતી ઉલટી, વંધ્યાત્વના ઉપાયો, સેવત કરીગા બાળકો. સતતિ નિયમનું ઇત્યાદિ.

---

## આવી જાતનાં બહાર પડેલાં પુસ્તકોમાં સૌથી મોટું, સારૂં અને સસ્તું પુસ્તક.

# શાક, પાક, પકવાનશાસ્ત્ર.

આમાં જુદી જુદી જાતના ગરમ મસાલા જેવા કે પારસી રીતનો શાકનો મસાલો, શાકનો સાદો મસાલો, શાક દાળનો ગરમ મસાલો, રાઇનો મસાલો, ખોપરાનો મસાલો, મેથીનો મસાલો, ભજીયાનો મસાલો, શાકદાળનો દક્ષિણી રીતનો મસાલો, શાકભાતમાં મેળવવાનો લોટનો મસાલો, હિન્દુસ્તાની રીતનો ગરમ મસાલો, પાનનો મસાલો; જુદી જુદી જાતની ચટણીઓ તથા કચુંબરો જેવી કે, રીંગણાની ચટણી, કાંદાની; થોરનાં પાંદડાંની, અડદની દાળની, આંબલીની, આંબળાંની,

દ્રાક્ષની, કેરીની, કેળાંની, કોથમીરની, ફુદીનાની, મસાલાના ભાત જોડે ખાવાની, આદાની, મીઠાલીંબડાની, કાચાં દાડમની, કોઠાંની કરમદાંની, ચણાની દાળની, લીલાં મરચાંના, કોકમની, ઈંગ્રેજી રીતની, ફુદીનાની, તલની, લસણની, જીરાની, ખજુરોની, ટામેટાંની, બંગાળી રીતની, શેરડીનો સરકો, ગોળનો સરકો, લીંબુના રસનો, જાંબુના રસનો, કાંદાનો, કચુંબર, પપૈયાનું કચુંબર, કેરી તથા રાયણનું, ગાજરનું, મૂળાનું, ગોગરીનું કાકડીનું કચુંબર, જાત જાતનાં રાયતાં જેવાં કે બટાકાનું રાયતું, કાકડીનું રાયતું, કોહોળાનું, ખારેકનું, દ્રાક્ષનું, ખોપરાનું, લીલાં મરચાં આદુ અને કોથમીરનું, કેળાંનું, સુરણનું, શક્કરીયાંનું, મૂળાનું મોગરીયોનું, પપનસનું, અળવીનાં દાંડલાનું, જામફળનું, લીંબુનું, અનન્નાસનું, આદુનું, શીવફળનું રાયતું, કેળાંના ફુલનું, આંબળાનું રાયતું વીગેરે; તેમજ જાતજાતનાં અથાણાં જેવાં કે બાફેલાં લીંબુનું અથાણું, છીણેલી કેરીનું, બોરકેરીનું, દાબડા કેરીનું, મેથીયા કેરીનું, મુસલાઇ રીતનું ભરવા કેરીનું, ચાસણીદાર કેરીનું અથાણું, ગુજરાતી રીતનું મેથીયા કેરીનું, રાયતા કેરીનું અથાણું, કેરીનું મોગલાઇ અથાણું, આદાનું અથાણું, કોબીફલાવરનું, ફુંગળીનું, ગાજરનું, ચવચવનું, બાફેલી કેરીનું, લીંબુનું, મીઠી કાકડીનું, રાઇતી કાકડીનું, કેરીનું, ગુંદાનું, ગરમરનું, કાઠીયાવાડી ડાળાંનું, લીંબુ હળદર તથા આદાનું, વાંસનું, લીંબુનું મદ્રાસી રીતનું, કુંવળનું, કરમદાંનું, બાવળના પરડાનું, ફણસનું વીગેરે; તેમજ જુદી જુદી જાતનાં પકવાન જેવાં કે કંસાર, સુરમાના લાડુ, શીરો કરવાની રીત, વેડમી (પુરણપોળી), માલપુવા. પાપડ અનારસા, ગુલકંદ, ગુલાબજાંબુ, ગુલગુલાં દહીનાં તથા માવાનાં, દુધની ગુલવી, ગોળપાપડી, ગાંઠીયા, ધારી, ધારી બદામ પીસ્તાની, અમૃતપાક, મેહસુર, મોહનપાક, ઘારગા, ઘુઘરા, ઘેબર, ઘસોટ, ચીક્કી, જલેબી, ઢોકળાં સાદાં તથા ફીણેલાં,

ખમણઢોકળાં, દહીવડા, દહીથરાં, દુધપકુવા, દુધપાક, દુધરોટલી, થુલી, દખલીગ્સ, નાનખટાઈ, પરેઠા, પીસ્તાની પાપડી, દુધના પડ, પુરણીઆ, કેળાંની પુરી, ખારીપુરી, દહીંની પુરી, પુરી કેરીના રસની, શીંગોડાના લોટની, બટાટાંની, પંચામૃત, ચોખાની પાપડી, ગગનગાંઠિયા, પેંડા, પાક, બદામની પાપડી, બરફી, બદામની રોટલી, બાસુદી, દુધના બીસકીટ, ગળ્યાં બીસકીટ, બીરંજ, ચતુરંગી બીરંજ, ફુલવડી, ફુદીઆ, ફાફડા, ફરસીપુરી, મથુરાના પેંડા, સુકા પેંડા, ગીડા ભાખર, ઠોર, આરમીનીયન મીઠાઈ, મેહેસુર માવાનો, બદામનો, મરકી, મોહનથાળ, મોદક, મોડાં પુરણના, બાટી, બાટી મારવાડી, પુરણીયા મોદક, બુંદીના લાડુ, વેસણના લાડુ, દળના લાડુ, મગદળ તથા અડદીયા લાડુ, ચોખાના લોટના લાડુ, ગુજરાતી લાડુ, ચોખાના આટાની ખીર, ચોખાની કણકીની ખીર, સેવની ખીર, ખોચાની ખીર, લીલા શ્રીફળની ખીર; બદામની ખીર, તલની ખીર, દ્રાક્ષની ખીર, ખારેકની ખીર બટાટાંની ખીર, સુરણની ખીર, શીખંડ, બાસુદી, હલવો કરવાની રીત, સુતરફેણી, રોટલી ઘીની, ફુલકા ખમીરી રોટલી, ખજુરની રોટલી, ખાંડની રોટલી, ખોપરાની રોટલી, બાખરવડી, કેવડો, ચાસણી બનાવવાની રીત, ધેંસ, ઘુઘરા લીલવાના, ખજુર, ચોપડા, બાવટાના લાડવા, તલના લાડવા, વઘારેલા મહાયા, મકાઈનાં વડાં, મકાઈનું ઓરસુ, ખાજાં, ખાજલી, સાટા, મેસકુટ. રાઘવદારી મોદક, ચોખાના લાડુ, લાપસી, કુરડાઈ, કરકરવડી, કોકણીવડાં, મગફળીના લાડુ, સાદો ભાત, વઘારેલો ભાત, દહીંવાળો ભાત, વંતાકનો ભાત, બટાટાંનો, ઘીલોડાંનો, તુરીઆનો, પરવરનો, ગોળભાત, બદામનો ભાત, ચાસણીનો મીઠો ભાત, સાકરીયા મીઠા ભાત, કેસરી ભાત, અનાનસનો ભાત, મસાલાનો ભાત, ગુજરાતી ખીચડી, બાજરીની ખીચડી, વઘારેલી ખીચડી, મનપસંદ ખીચડી, મહમદબાદશાહી ખીચડી, સોલા ખીચડી,

કેસરીયા ખીચડી, આંબળાનો મુરબ્બો, કેરીનો મુરબ્બો, મદ્રાસી રીતનો મુરબ્બો, કોહળાનો, દુધીનો, બદામનો મુરબ્બો, અંજીરનો, અનાનસનો મુરબ્બો, કેરીઓના કકડાનો મુરબ્બો, કેરીઓની ચીરીનો મુરબ્બો, મુસલમાની રીતનો કેરીઓનો મુરબ્બો, કરમદાંનો મુરબ્બો, પપનસનો મુરબ્બો, બીજોરાંનો, લીમ્બુનો, આંબલીનો મુરબ્બો, મદ્રાસી રીતનો, આદુનો, બીલાંનો મુરબ્બો, બોરનો, કેળાંનો, કુંવરનો, કારેલાંનો, ગુલકંદ તથા ગુલાબનો મુરબ્બો, આમલીનું સરબત, દાડમના રસનું સરબત, ગુલાબનું, પાકેલાં કોઠાના રસનું સરબત, બેચીનું સરબત, નારંગીનું સરબત, આંબળાનું સરબત, આદાનો પાક, ગુંદરપાક, ભરૂચી ગુંદરપાક, મોહમોહન ગુંદરપાક, બદામપાક, ખોપરાપાક, મેથીપાક, ગુંદર બડઠીઓ, સાલમપાક, લસણપાક, મેથીપાક, અડદીઓ પાક, સૌભાગ્યસુંઠીપાક, હરડેપાક, મુસળીપાક, આમ્રપાક, મહાકામેશ્વર-પાક, કારેલાંનું શાક, કંકોડાનું શાક, કેળાંનું શાક, કહોળાનું શાક, કોઠંબડાનું શાક, વંત્યાકનું શાક, વાલોડનું શાક, કાલીંગડાનું, પરવરનું, પડોળાનું, પાપડીનું, ગલકાંનું, ગવારફળીનું, ચોળાફળી, ગંગડાનું, ગીલોડાનું, તુરીયાનું, ડોડીના ડોડવાનું, દુધીનું, સીંગરીઓનું, સરગવાની શીંગોનું, ભીડાનું, ખડબુચનું, ખીરાનું, સુરણનું, રતાળાનું, અળવીના ગાંઠીયાનું, બટાટાનું, શકરીયાનું, ભોયકોહળાનું, કોબીજનું, મેથીનું, તાંદળજાનું, સુવાનીભાજી, બટાટાની પતરી, પતરવેલીયાં. આંબલીનો ચુંચેડો, કેરાયોનો ફજેતો આદિ સર્વ જાતનાં શાક પાક પકવાન મુરબ્બા અથાણાંથી આ પુસ્તક ભરપુર હોવાથી આવી જાતના બહાર પડેલાં સર્વ પુસ્તકોથી શ્રેષ્ટ છે. વિશેષ ખાત્રી પુસ્તક જોવાથીજ થશે. કાગળ ગ્લેજ ઉચા પાકું પુંઠું અક્ષર સ્વચ્છ તેમજ ઓછું ભણેલી સ્ત્રીઓ વાંચી શકે તેવા છે છતાં કિંમત રૂ. ૩-૮-૦ ઘટાડેલી કિ. રૂા. ૧-૮-૦ પોસ્ટેજ ૬ આના જુદા.

# ધી એવ્હરીડે કૉરસ પૉન્ડેન્સ

## ( કિંવા ) હંમેશનો પત્રવ્યવહાર.

આ પુસ્તકમાં ગુજરાતી સાથેજ ઇંગ્રેજીમાં પત્રવ્યવહાર કેમ કરવો તેની સંપૂર્ણ માહિતી આપેલી હોવાથી ખાસ ઉપયોગી છે. આમાં જમવાનું નિમંત્રણ, નિમંત્રણનો સ્વીકાર, અસ્વીકાર, ઊઘરાણી, રીપોર્ટ, દાક્તરને બોલાવવા સંબંધી, ભલામણપત્ર; ભેટ મોકલવા સંબંધી, બેંકમાંથી રૂપીયા મંગાવવા બાબત, મકાન ખાલી કરવા, નોકર રાખવા. અકસ્માત માટે દીલગીરી, પારસલ મંગાવવા બાબત, રજા માટે ચીઠ્ઠી, રજા રદ કરવા બાબત, રેલવેનો ડબ્બો રીઝવર્ડ કરાવવા બાબત, ભૂલી ગયેલી વસ્તુ મંગાવવા બાબત, સ્નેહીની માંદગી માટે દીલસોજી; તેનુ ઉત્તર; સ્ટીમર સંબંધી પુછપરછ, તેનો જવાબ, પુત્રનો પિતા પ્રત્યેનો કાગળ, બહેનનું ભાઇ પરનુ પત્ર, હીસાબી કારકુનની જગ્યા માટે અરજી; રજા માટે અરજી; રાજીનામા માટે અરજી; મ્યુની૦ સેક્રેટરીને અરજી, રેલવે સત્તાધિકારીને અરજી, મુખત્યારની સણંદ માટે અરજી, સર્ટીફીકેટો, વૈદ્યકીય સર્ટીફીકેટ, પુસ્તક રજીસ્ટરી કરવા બાબત, પગાર વધારવાની, બદલી કરવા માટે અરજી, ફરીયાદ દેવરાવવા બાબત પોલીસમાં અરજ, જુના નોકર માટે ભલામણપત્ર, ઉઘરાણી, તેનો જવાબ, પહોંચેલા માલની કીંમત મોકલવા બાબત, નવી દુકાન ખોલ્યા વિષે, આડત બાંધવા સંબંધી, એક દુકાનદારનો બીજી પેઢી સાથે સંબંધ શરૂ કરવા, તેનો જવાબ, મકાનભાડું જણાવવા બાબત, મકાનમાં સમાર કામ કરી આપવાની મુદત, હુંડી મોકલવા બાબત, હુંડીનાં નાણાં મળ્યા બાબત, ઘરનો વીમો ઉતરાવવા બાબત, મકાન-ભાડું વધારવા બાબત, કોઇ પેઢીમાં રૂપીયા જમે કરાવવા બાબત,

મકાન ખાલી કરવાની નોટીસ, મકાનનું ભાડું વધારવાની તથા ઘટાડવા બાબત, મંદવાડ મરણ તે સંબંધી દીલસોજી પત્રો, અમુક કારણ માટે માફી માગવા તથા આપવાના જુદી જુદી જાતના પત્રો, ભાડાચીઠી અને દસ્તાવેજ વિષે ઘણી જાતના નમુના વિગેરે અસંખ્ય બાબતોના નમુના આમાં તૈયાર આપેલા હોવાથી તેમજ તે સાથેજ તેનું ગુજરાતી આપેલું હોવાથી ખાસ ઉપયોગી છે. એક વખત આ પુસ્તક તમે તમારા ટેબલ ઉપર રાખશો તો ખસેડવાનું મન થશે નહી. આજેજ મંગાવો કિં. ૧॥ પોસ્ટેજ ૦।ı જુદા.



# ધી ઇઝી સેલ્ફ ઇંગ્લીશ ટીચર.

## ભાગ ૧—૨.

ઇંગ્રેજી શીખવાનું આ ઘણુંજ સરળ અને સરસ પુસ્તક છે. આ પુસ્તક એક સારા વિદ્વાન મી. ત્રંબકલાલ શિવશંકર ત્રિવેદી એમ. એ. ને હાથે લખાયેલું છે. જેઓ એક સુપ્રસિદ્ધ શાળામાસ્તર છે અને તેમણે પોતાના લાંબા અનુભવથી ઇંગ્રેજી શીખવા સારૂ આ સહેલું અને સરળ પુસ્તક લખ્યું છે. આમાં ૩૨ પ્રકરણ આપવામાં આવ્યાં છે જેમાંથી ફક્ત ૯ પ્રકરણજ શીખવાથી કોઇ પણ માણસનું સરનામું અને ગામનું નામ ઇંગ્રેજીમાં પોતાની મેળેજ લખી શકે છે. જે માણસોને ભણવાનો યોગ નાની ઉંમરમાં કેટલાંક કારણોથી ન આવ્યો હોય તેવાઓ સારૂ તો આ પુસ્તક એક કીમીયારૂપ છે. આવાં નકલી પુસ્તકો ઘણાં નીકળ્યાં છે જેથી **ધી ઇઝી સેલ્ફ ઇંગલીશ ટીચર** એ નામ ખરોબર વાંચી પુસ્તક ખરીદ કરશો. કાગળ તથા છપાઇ ઘણા સ્વચ્છ છે છતાં કિંમત દરેક ભાગની રૂ. ૧॥ મુજબ કુલ રૂ. ૩) બન્ને ભાગ સાથે લેનારને રૂ. ૨॥ પોસ્ટેજ જુદું.

# નૂતન હુન્નરસાગર.

જાતિ અનુભવ તેમજ વિવિધ ગ્રંથોના આધારે આ પુસ્તકમાં વિવિધ વિષયો ઉપર ઘણીજ લંબાણથી માહીતી આપેલી હોવાથી ગમે તેવો અજાણ અજ્ઞાન માણસ પણ આ પુસ્તકની સહાયતાથી હુન્નરો શીખી શકે છે. આમાં મીણબત્તીયો. દીવેટો તથા તે સંબંધીના મસાલા વીગેરે સુકા રંગો, હાથી દાંત ઉપર ચઢાવવાના જુદા જુદા રંગ ને તે સાફ કરાવવાની રીત તથા તે જણસો સાંધવા માટેની મેળવણી સાબુઓ જેવા કે કોકમના તેલનો, રાળનો, કોપરેલ તેલનો, પાપડી ખારમાંથી સાબુ બનાવવાની રીત, પારદર્શક, સાબુ, વીંડઝરસોપ. કપડાં ધોવાના સાબુના પાઉડર, લેમન ઓરંજ સોપ, રોઝસોપ, જાનવરો સાફ કરવાનો સાબુ, ઉનનાં કપડાં ધોવાનો સાબુ, હીનાનો સાબુ, કેવડાનો સાબુ મરક કાર્બોલિક અને સલ્ફર સોપ વિગેરે ઘણી જાતના સાબુઓની માહિતી, જુદી જુદી જાતના વાર્નિશો જેવા કે તેલીયા વાાનશ, ગાડીઓ રંગવાના વાર્નિશ. લોઢાના સામાન સારૂ કાળો વાનિશ, સ્પીરીટની મદદથી બનતા વાર્નિશો, ટોપલીયો, પેટીઓ અને નકસી કામના વાર્નિશ, વોટરપ્રુફ વાર્નિશ, જર્મન પેટન્ટ વાર્નિશ, લોખંડના વીગેરે ઘણી ઘણી જાતના વાર્નિશોની માહિતી, કુવા અને કેટલી ઉંડાઇએ પાણી નીકળશે તે સંબંધીની માહિતી. શીંગડા તેમજ હાથીદાંતનાં બટનો, છીપનાં બટનો, કાચનાં, પીત્તળનાં, લોખંડનાં બટનો, જુદી જુદી જાતનાં પકવાન; અથાણાં ચટણી વીગેરે બનાવવા વિષે, અગરબત્તી, અર્ગજો, ગુલાલ અબીલ અને છીંકણી, બનાવટી રસોટા કાથો એળીયા સુગંધી ધુપ કાગળની ચીજો લાકડા જે કરવા વષો રૂપા ત્રાંબા, આદી ઉપર ઢોળ ચઢાવવાની જુદી જુદી રીતો અને

તે કેવી રીતે સાફ કરવાની વીગેરે, સોનેરી શાહી, કપડાં ઉપરની બાગવાનને ઉપયોગી દરકોઈ જાતના ડાઘ કાઢવાની રીત જેવા કે મોતી ઉપરનો, તમાકુનો, જર્મન સીલવર ઉપરનો ડાઘ, કાચનો સામાન સાફ કરવા બાબત, દીવાસળીયો, વીલાયતી બપોરીયા, રંગીન તારાઓ; વીગેરે વીગેરે જુદી જુદી જાતના ત્રાસદાયક જંતુઓ દુર કરવાની રીત જેવા કે સર્પ ઉંદર માંકણ મચ્છર કીડી વિગેરે વિગેરે જુદી જુદી જાતની લાખ જેવી કે સીલ કરવાની લાલ તેમજ કાળી લાખ; સીલ કરવાની ફ્રેન્ચ લાખ, બટન તેમજ ચપટા લાખ વીગેરે વીગેરે જાતની જુદી જુદી જાતના કાગળો, ચામડાં સંબંધીના જુદી જુદી જાતના હુન્નરો જેવા કે જુદા જુદા રંગ ચઢાવવા ચામડું નરમ કરવું ચામડું તતડી જતાં અટકાવવું ચામડાં બગડે નહી તેમ રાખવાની રીત વિગેરે વિગેરે બાબતો. કાચ સંબંધી જુદા જુદા હુન્નરો લાકડાં સંબંધીના જુદી જુદી જાતના હુન્નરો ધાતુઓ સંબંધી ભિન્ન ભિન્ન પ્રયોગો, જુદી જુદી જાતનાં સુગંધી તેલો જેવાં કે, જાયફળ, બદામ, તજ, લવીંગ, નારંગી, ગુલાબ, કેવડા, સુખડનું અત્તર, કોલન વોટર, લવન્ડર વોટર, હંગેરીયન વોટર, માલીફલાવરનું અત્તર; બાદશાહી ગજરાજ વીગેરે વીગેરે અત્તરો તથા તેલો જુદી જુદી જાતના અર્કો તથા એસેન્સો જેવા કે ગુલાબ; ચંબેલી મોગરો, કપુર, રૂબાર્બ લીંબુ, કસ્તુરી, લવિંગ, જાયફળ; તજ, લોબાન અર્ક, ટીંકચર આયોડાઈન, એવી વિગેરે ઘણી અસંખ્ય બાબતો આપવામાં આવી છે. સર્વ સાધારણોને સમજણ પડે તેટલા ખાતર પુસ્તકની ભાષા ઘણી સહેલી રાખવામાં આવી છે. કાગળ ગ્લેજ પાકું પુઠું, છતાં કિંમત માત્ર રૂ. ૪।। પોસ્ટેજ માફ.

મળવાનું સ્થળ—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા, અમદાવાદ.**

ધર્મ વિજય પ્રી. પ્રેસ—અમદાવાદ.